સ્વર્ગસ્થ ઠક્કર મકનદાસ નરસિંહદાસના સ્મરણાર્થે.



# श्रीकृष्ण भक्तिपञ्चरत्न.

( સરલ ગુજરાતી ટીકા સહિત. )


પ્રસિદ્ધકર્તા:

ઠક્કર પુરૂષોત્તમદાસ મકનદાસ.

મુ. રાસ. તાબે બોરસદ. (જીલ્લે ખેડા)





સંવત ૧૯૮૪. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૮.

કિંમત બે આના.

# अभ्यर्थना.

जलाद्रक्षेत्स्थलाद्रक्षेद्रक्षेच्छीथल बन्धनात् ।
मूर्खहस्ते न दातव्यमिति वदति पुस्तकम् ॥

હે પાઠક ગણો ! પુસ્તક કહે છે કેઃ—મ્હારૂં જલથી રક્ષણ કરજો; સ્થલથી રક્ષણ કરજો; અને શીથલ બંધણથી રક્ષણ કરજો; અર્થાત્ મ્હને જળથી ભીંજાવશો નહીં. પૃથ્વી ઉપર જ્યાં ત્યાં ફેંકશો નહીં. તથા સારા વસ્ત્રથી મજબુત બાંધી ઉધેય—આંતરી વિગેરે જંતુઓ મ્હારો નાશ ન કરે તેમ રાખજો, વળી વધારામાં કહું છું કેઃ—મૂર્ખ—શઠ—પાપી અને સ્ત્રીલંપટાદિ દુર્જનોના હાથમાં હું આપવા યોગ્ય નથી.

---

## અનુક્રમણિકા.



# श्रीकृष्ण भक्तिपञ्चरत्न.

(સરલ ગુજરાતી ટીકા સહિત.)

પ્રસિદ્ધકર્તા:-

ઠક્કર પુરૂષોત્તમદાસ મકનદાસ.

મુ. રાસ. તાબે બોરસદ. (જીલ્લે ખેડા)



સંવત ૧૯૮૪. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૮.

કિંમત બે આના.

ॐ ॥

**श्री बालगोपालाय नमः ॥**

**श्री कृष्णाय नमः ॥**





कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च ।
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः ॥१॥
कृष्णेति मङ्गलं नाम यस्य वाचि प्रवर्त्तते ।
लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥२॥



॥ श्री कृष्णाय नमः ॥

સ્વર્ગસ્થ ઠક્કર મકનદાસ નરસિંહ દાસના સ્મરણાર્થે, શ્રદ્ધા-ભક્તિપૂર્વક નિત્ય પાઠ કરનાર હરિજનોને ભેટ:-

રા. રા. ........................................

........................................

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૮ | ૭ | પાશ્ચમ | પશ્ચિમ |
| ૧૦ | ૧૪ | શ્રીગાપાલ | શ્રીગોપાલ |
| ૧૦ | ૧૮ | કરીન | કરીને |
| ૧૫ | ૧૪ | નમા | નમો |
| ૨૩ | ૪ | મગશે | મરશે |
| ૨૩ | ૧૬ | પાત | પતિ |
| ૩૦ | ૧૬ | वायस | वायसे |
| | | केशव | केशवे |
| | | ऽर्जुन | ऽर्जुने |
| ૩૧ | ૧૫ | श्रुत | श्रुतं |
| ૩૪ | ૮ | રૂાકમ | રૂકિમ |
| ૩૬ | ૧૧ | નિમિત્તા | નિમિત્તો |
| ૪૧ | ૮ | चः | च |
| ૫૧ | ૧૭ | હૈય | હૈયે |
| ૫૨ | ૧૦ | સત્િવા | સત્વા |
| ૫૪ | ૩ | ાનર્ગુણ | નિર્ગુણ |
| ૫૪ | ૧૧ | નાહ | નહિ |
| ૭૫ | ૧૬ | वतम् | वृतम् |

ॐ

# स्तुतिः-प्रार्थना.

श्री गणेशाय नमः । श्रीमन्महागणाधिपतये नमः ॥

श्री शारदायै नमः । श्री सरस्वत्यै नमोनमः ॥

श्री गुरुभ्यो नमः । श्री लक्ष्मीनारायणाभ्यां नमः॥

श्री उमामहेश्वराभ्यां नमः। श्री मातृपितृभ्यो नमः॥

श्री इष्टदेवताभ्यो नमः । श्री कुलदेवताभ्यो नमः॥

श्री ग्रामदेवताभ्यो नमः। श्रीस्थानदेवताभ्यो नमः॥

श्री वास्तुदेवताभ्यो नमः ।

श्री आदित्यादि नवग्रह देवताभ्यो नमः ॥

एतत्सर्वकर्मप्रधानदेवताभ्यो नमोनमः ॥

श्री सर्वेभ्यो देवेभ्यो नमः ॥

श्री सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ॥

ॐ सर्वेभ्यो ब्रह्मविद्यासम्प्रदायप्रवर्त्तकाऽऽचार्येभ्यो

गुरुभ्यो नमोनमः ॥

सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ।

लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥१॥

धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥२॥
विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥३॥

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीं ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां ।
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम्॥४॥

संसारपाशदृढबन्धनिपीडितस्य-
मोहान्धकारभयकूपनिपातितस्य ।
कामाभिलाषविविधोरगदंशितस्य-
दीनस्य मे कुरु दयां करुणैकपात्र ॥५॥

गङ्गा गोमति गोपतिर्गणपति र्गोविन्दगोवर्द्धनो-
गीतागो गुरुगोरजो गिरिसुता गङ्गाधरो गौतमः।
गायत्री गरुडो गदा गिरिगुहा गंभीरगोदावरी-
गन्धर्वग्रहगोपगोकुलजनाः कुर्वन्तु नो मङ्गलम्॥६॥





श्री गणेशाय नमो नमः ॥

श्री गोपालकृष्णाय नमः ॥

अथ—

# श्रीगोपालकवचं प्रारम्भः ॥

## मङ्गलाचरणम् ॥

कस्तुरीतिलकं ललाटपटले वक्षःस्थले कौस्तुभं—
नासाग्रे वरमौक्तिकं करतले वेणुः करे कङ्कणम् ॥
सर्वाङ्गे हरिचन्दनं सुललितं कण्ठे च मुक्तावलि—
गोपस्त्रीपरिवेष्टितो विजयते गोपालचूडामणिः ॥१॥

જેમના લલાટના મધ્યભાગમાં કસ્તુરીનું તિલક છે; છાતીના ભાગમાં કૌસ્તુભમણિ શોભિ રહ્યો છે, નાસિકાના અગ્રભાગમાં–ટેરવા ઉપર–

ઉત્તમ મોતીની કડી શોભે છે; હાથમાં વીણા છે; હાથના કાંડા ઉપર કંકણ-કડાં-શોભે છે; સર્વ અંગો વિષે દેવવૃક્ષ હરિચંદનનો કરેલો સુંદર મનોહર સુગંધિ લેપ શોભા આપી રહ્યો છે; અને કંઠમાં મુક્તાફળની માળા બીરાજે છે; તથા ગોપલોકોની સ્ત્રીઓ (ગોપીકાઓ) થી વિંટાયેલા એવા શ્રીગોપાલ ચૂડામણિ ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા સર્વોત્કૃષ્ટ વર્તે છે.

ॐ **श्री महादेव उवाच ।**

अथ वक्ष्यामि कवचं गोपालस्य जगद्गुरोः ।
यस्य स्मरणमात्रेण जीवन्मुक्तो भवेन्नरः ॥१॥

શ્રીમહાદેવજી બોલ્યાઃ-હે દેવિ ! હવે, જેમના સ્મરણ માત્રવડે મનુષ્ય જીવતાંજ સંસાર બંધનથી મુક્ત થાય છે, એવા જગતના ગુરૂરૂપ શ્રીગોપાલ ભગવાનના કવચને હું કથન કરૂં છું. ૧.

शृणु देवि प्रवक्ष्यामि सावधानावधारय ।
नारदोऽस्य ऋषिर्देवि छन्दोऽनुष्टुबुदाहृतम् ॥२॥

હે દેવિ–પાર્વતિ! હું જે કહું છું તેને તું શ્રવણ કર; અને એકાગ્ર ચિત્તથી ધારણ કર. હે દેવિ! આ કવચના ઋષિ નારદજી છે, અને છંદ અનુષ્ટુપ છે, એમ મુનિઓએ કહેલું છે. ૨.

देवता बालकृष्णश्च चतुर्वर्गप्रदायकः ।
शिरो मे बालकृष्णश्च पातु नित्यं ममश्रुती ॥३॥

તથા આ કવચના દેવતા, ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે વર્ગને–પુરૂષાર્થને આપનાર ભગવાન્ બાળકૃષ્ણ છે. તે શ્રીબાળકૃષ્ણ ભગવાન્ મ્હારા મસ્તકનું અને મ્હારા બન્ને કાનોનું નિરંતર રક્ષણ કરો. ૩.

नारायणः पातु कण्ठं गोपीवन्द्यः कपोलकम् ।
नासिके मधुहा पातु चक्षुषी नन्दनन्दनः ॥४॥

ભગવાન્ નારાયણ મ્હારા કંઠનું રક્ષણ કરો. ગોપીકાઓએ વન્દના કરેલા ભગવાન શ્રીકૃષ્ણ મ્હારા બન્ને ગાલોનું રક્ષણ કરો;

તથા મધુનામા દૈત્યને હણનાર પ્રભુ મધુસૂદન મ્હારી બન્ને નાસિકાઓનું રક્ષણ કરો, અને નંદરાયના પુત્ર મ્હારી બે ચક્ષુઓનું રક્ષણ કરો. ૪.

**जनार्दनः पातु दन्तानधरं माधवस्तथा ।**
**ऊर्ध्वोष्ठं पातु वाराहश्चिबुकं केशिसूदनः ॥५॥**

ભક્તજનોના પાપોનો અને કામાદિ શત્રુઓનો નાશ કરનાર, તેમજ જન્મનો અને જન્મના કારણભૂત અજ્ઞાનનો પોતાના સાક્ષાત્કારવડે નાશ કરનાર ભગવાન્ જનાર્દન મ્હારા દાંતોનું રક્ષણ કરો; તથા લક્ષ્મીજીના સ્વામી ભગવાન્ માધવ મ્હારા નીચેના ઓષ્ઠ (હોઠ)નું રક્ષણ કરો. તેમજ ઉપરના ઓષ્ઠનું (હોઠનું) વારાહ દેવ રક્ષણ કરો, અને કેશિનામા દૈત્યના મારનાર ભગવાન્ કેશિસૂદન મ્હારી દાઢીનું રક્ષણ કરો. ૫.

**हृदयं गोपिकानाथो नाभिं सेतुपदः सदा ।**
**हस्तौ गोवर्धनधरः पादौ पीताम्बरोऽवतु ॥६॥**

ભગવાન્ ગોપીકાનાથ મ્હારા હૃદયપ્રદેશનું રક્ષણ કરો. અર્જુન, વિદુર, ઉદ્ધવ આદિ ભક્તોને સંસાર સાગર તરવામાં ઉપયોગી આત્મજ્ઞાનરૂપ સેતુ (પૂલ) આપનાર શ્રીહરિ નિરંતર મ્હારા નાભિપ્રદેશનું રક્ષણ કરો. ગોવર્ધન પર્વતને ધારણ કરનાર પ્રભુ મ્હારા બે હાથનું રક્ષણ કરો, તથા પીળાં વસ્ત્ર ધારણ કરનાર શ્રીવિષ્ણુ ભગવાન્ મ્હારા બન્ને પગનું રક્ષણ કરો. ૬.

कराङ्गुलीः श्रीधरो मे पादाङ्गुल्यः कृपामयः।
लिङ्गं पातु गदापाणिर्बालक्रीडामनोरमः ॥७॥

મ્હારા બન્ને હાથની આંગળીઓનું લક્ષ્મીને ધારણ કરનાર ભગવાન્ શ્રીવિષ્ણુ મહારાજ રક્ષણ કરો; તેમજ મ્હારા બન્ને પગની આંગળીઓનું ભગવાન કૃપાસાગર રક્ષણ કરો; તથા મ્હારી ઉપસ્થ ઇંદ્રિયનું (મૂત્રેન્દ્રિયનું) હાથમાં ગદાવાળા પ્રભુ રક્ષણ કરો, કે જે

પ્રભુ બાળક્રીડા સમયે મનને અતિ રમણીય લાગે છે. ૭.

**जगन्नाथः पातु पूर्वं श्रीरामोऽवतु पश्चिमम् ।**
**उत्तरं कैटभारिश्च दक्षिणं हनुमत्प्रभुः ॥८॥**

મ્હારા પૂર્વભાગનું (સન્મુખ—આગલા-ભાગનું) જગતના સ્વામી—શ્રીજગન્નાથ રક્ષણ કરો. તેમજ મ્હારા પશ્ચિમ ભાગનું—પાછલા ભાગનું—ભગવાન શ્રીરામચન્દ્રજી મહારાજ રક્ષણ કરો. તથા મ્હારા ઉત્તરભાગનું અર્થાત્ ડાબા પાસાનું કૈટભનામા દૈત્યના શત્રુ શ્રીહયગ્રીવ ભગવાન રક્ષણ કરો; અને મ્હારા દક્ષિણ ભાગનું અર્થાત્ જમણા પાસાનું હનુમાનજીના પ્રભુ રક્ષણ કરો. ૮.

**आग्नेयां पातु गोविन्दो नैर्ऋत्यां पातु केशवः ।**
**वायव्यां पातु दैत्यारिरैशान्यां गोपनन्दनः ॥९॥**

મ્હારા અગ્નિ ખૂણાના ભાગનું શ્રીગોવિંદ પરમાત્મા રક્ષણ કરો; અને મ્હારા નૈઋત્ય ખૂણાના ભાગનું શ્રીકેશવ ભગવાન્ રક્ષણ કરો;

તથા હિરણ્યકશ્યપુ દૈત્યના શત્રુ શ્રીનૃસિંહ ભગવાન્ મ્હારા વાયવ્ય ખૂણાના ભાગનું રક્ષણ કરો. તેમજ ગોપોને આનન્દ આપનાર ભગવાન્ મ્હારા ઇશાન ખૂણાના ભાગનું રક્ષણ કરો. (ઉપરના ૮ અને ૯મા શ્લોકવડે આઠે દિશાઓથી રક્ષણ કરવા પ્રભુની પ્રાર્થના કરેલી છે.) ૯.

**ऊर्ध्वं पातु प्रलम्बारिरधः कैटभमर्दनः ।**
**शयानं पातु पूतात्मा गतौ पातु श्रियः पतिः॥१०॥**

પ્રલંબ રાક્ષસના શત્રુ શ્રીભગવાન્ મ્હારા ઉપરના ભાગને રક્ષણ કરો. કૈટભ દૈત્યને મર્દિ નાંખનાર પ્રભુ મ્હારા નીચેના ભાગનું રક્ષણ કરો; તથા અવિદ્યાદિ સર્વ મલ–વિકારોથી રહિત પવિત્ર આત્મા મ્હારા શયનનું અર્થાત્ મ્હારૂં–સુતેલાનું સંરક્ષણ કરો, અને ગમનકાલ વિષે–ચાલતાં–શ્રીલક્ષ્મીપતિ ભગવાન્ મ્હારૂં રક્ષણ કરો. ૧૦.

**शेषः पातु निरालम्बे जाग्रद्भावे ह्यपांपतिः ।**
**भोजने केशिहा पातु कृष्णः सर्वाङ्गसन्धिषु ॥११॥**

નિશાલંબસ્થિતિમાં શેષ ભગવાન્ મ્હારી રક્ષા કરો. જાગ્રત અવસ્થામાં અપાંપતિ-જલના સ્વામી મ્હારી રક્ષા કરો. કેશિનામા દૈત્યને હણનાર શ્રીપ્રભુજી ભોજન સમયે મ્હારૂં રક્ષણ કરો; અને સર્વ અંગોની સંધિઓમાં શ્રીકૃષ્ણ પરમાત્મા મ્હારૂં રક્ષણ કરો. ૧૧.

**गणनासु निशानाथो दिवानाथो दिनक्षये ।**
**इति ते कथितं दिव्यं कवचं परमद्भुतम् ॥१२॥**

ગ્રહ-નક્ષત્ર-તારા વિગેરે જ્યોતિઓની ગણતરીઓમાં નિશાનાથ-ચંદ્રરૂપ પરમાત્મા-મ્હારૂ રક્ષણ કરો; અને દિનક્ષયે-સાયંકાલે દિવાનાથ-સૂર્યભગવાન્ મ્હારૂં રક્ષણ કરો. આ પ્રમાણે હે દેવિ! પરમ અદ્‌ભુત એવું દિવ્ય શ્રીગોપાલ કવચ મેં ત્હમને કહ્યું. ૧૨.

**यः पठेन्नित्यमेवेदं कवचं प्रयतो नरः ।**
**तस्याशु विपदो देवि नश्यन्ति रिपुसंघतः ॥१३॥**

હે દેવિ! જે મનુષ્ય હમેશાં આ ગોપાલ કવચનો પ્રયત્ને કરીને પાઠ કરે છે; તેની

શત્રુઓના સમૂહથી થતી તમામ આપત્તિઓ સંકટો શીઘ્ર નાશ પામે છે. ૧૩.

अन्ते गोपालचरणं प्राप्नोति परमेश्वरि ॥१४॥
त्रिसन्ध्यमेकसन्ध्यं वा यः पठेच्छृणुयादपि ।
तत्सर्वदो रमानाथः परिपाति चतुर्भुजः ॥१५॥

તથા તે પુરૂષ અન્તકાલે–મરણ સમયે ગોપાલચરણને અર્થાત્ શ્રીગોપાલ ભગવાન્‌ના પદને પામે છે. વળી હે પરમેશ્વરિ–દેવિ! જે પુરૂષ આ ગોપાલ કવચ સ્તોત્રને પ્રાતઃ મધ્યાહ્ન અને સાયં એ ત્રણે કાલમાં, અથવા ત્રણ કાલમાંથી માત્ર કોઈ પણ એક કાલમાં પાઠ કરે છે, અથવા સાંભળે છે; તો તેથી સર્વ રિદ્ધિસિદ્ધિ આદિ સુખોના પ્રદાતા રમાપતિ–શ્રીલક્ષ્મીના પતિ ચતુર્ભુજ શ્રીવિષ્ણુ ભગવાન્ ચારે તરફથી તેનું પાલન–રક્ષણ કરે છે. ૧૪–૧૫.

अज्ञात्वा कवचं देवि गोपालं पूजयेद्यदि ।

**सर्वं तस्य वृथा देवि जपहोमार्चनादिकम् ॥**

**सशस्त्रघातं संप्राप्य मृत्युमेति न संशयः ॥१६॥**

હે દેવિ! જો કદાચિત્ કોઇ મનુષ્ય શ્રી ગોપાલકવચને જાણ્યા વિના ભગવાન્ શ્રીગોપાલની પૂજા કરે છે, તો તેનો જપ, હોમ, દેવનું અર્ચન-પૂજન, નમસ્કાર, ધ્યાન આદિ સર્વ નિષ્ફળ જાય છે; અને તે મનુષ્ય શસ્ત્ર-ખડ્ગ-તરવાર આદિના ઘાને પામીને મૃત્યુને પામે છે; એમાં સંદેહ નથી. ૧૬.

**इति श्रीनारदपञ्चरात्रे ज्ञानामृतसारे चतुर्थरात्रे-गोपालकवचं स्तोत्रं सम्पूर्णम् ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**





श्री गणेशाय नमो नमः ॥

अथ–

# श्रीकृष्णाष्टोत्तरशतनाम-स्तोत्रम् ॥

श्री महादेव उवाच ।

शृणु देवि प्रवक्ष्यामि भुक्तिमुक्तिप्रसाधनम् ।
नाम्नामष्टोत्तरशतं कृष्णस्य परमात्मनः ॥१॥

શ્રીમહાદેવ બોલ્યાઃ–હે દેવિ–પાર્વતિ ! ભોગ અને મોક્ષ બન્નેના સાધનભૂત શ્રીકૃષ્ણ પરમાત્માના એકસો આઠ (૧૦૮) નામોની માલા હું ત્હારા પ્રત્યે કહું છું, તેને તું શ્રવણ કર. ૧.

पूर्वकल्पे धरोद्धारे पृथिव्या शेषकेण च ।
संवादं परमाश्चर्यं शृणुष्व कमलानने ॥२॥

હે કમળના સમાન મુખવાળી દેવિ ! પૂર્વકલ્પમાં પૃથ્વીના ઉદ્ધાર સમયે શેષનાગ સાથે પૃથિવીનો પરમ આશ્ચર્યકારક સંવાદ થયો હતો, તે હું કહું છું; તેને તું શ્રવણ કર. ૨

नातः परतरं स्तोत्रं नातः परतरं तपः ।
नातः परतरा विद्या तीर्थं नातः परंपरम् ॥३॥

આથી (પૃથ્વી અને શેષનાગના આશ્ચર્યજનક સંવાદરૂપ સ્તોત્રથી ) વધારે શ્રેષ્ઠ કોઇ સ્તોત્ર નથી. આથી વધારે શ્રેષ્ઠ કોઈ તપશ્ચર્યા નથી. તેમ આથી વધારે ઉત્તમ કોઈ વિદ્યા નથી. તથા આથી વધારે ઉત્કૃષ્ટ કોઇ તીર્થ નથી. ૩.

वेदानां च यथा साम तीर्थानां मथुरापुरी ।
क्षेत्राणां काशिका देवी मंत्राणां श्रीदशाक्षरः ॥४॥

वैष्णवानां वैष्णवीनां यथाऽहं त्वं तथापरा ।
*आश्रमाणां यथा न्यासः सिद्धानां कपिलो यथा ५
आयुधानां तथा वज्रं धेनूनां कामधुग्यथा ।
मनोरथं प्रस्रवत्तां यथा नाम्नां शताष्टकम् ॥६॥

જેમ વેદોમાં સામવેદ, તીર્થોના મધ્યે મથુરાપુરી, ક્ષેત્રોના મધ્યે કાશિકા દેવી (કાશી) અને મંત્રોના મધ્યે શ્રીદશ અક્ષરવાળો "ह्रीं श्रीं ॐ नमो नारायणाय"* મંત્ર શ્રેષ્ઠ છે; તથા જેમ વૈષ્ણવોના મધ્યે હું મહાદેવ, અને વૈષ્ણવીઓના મધ્યે તું પાર્વતી મુખ્ય છે;

* શ્રીનારદપંચરાત્રમાં જ્ઞાનામૃતસારવિષે ત્રૈલોક્ય મંગલનામકવચમાં આ મંત્ર છે. ત્યાં "प्रणवोमे शिर पातु नमोनारायणाय च ।" તથા ह्रीं श्रीं दशाक्षरो मंत्रो दक्षिणे मां सदाऽवतु ॥" આ બન્ને વાક્યોથી ह्रीं श्रीं એ બે બીજપૂર્વક અષ્ટાક્ષર મંત્રને દશાક્ષર મંત્ર સૂચવ્યો છે. વળી એજ કવચમાં "क्लींग्लौंक्लींश्यामलाङ्गाय नमः" स्कन्धौ दशाक्षरः ।" એ વચનથી પણ બીજો દશાક્ષર મંત્ર કથન કરેલો છે.

તથા જેમ ચાર આશ્રમોના મધ્યે સંન્યાસ આશ્રમ ઉત્તમ છે; તથા જેમ સિદ્ધોના મધ્યે કપિલ મુનિ શ્રેષ્ઠ છે; તથા જેમ આયુધો–હથિયારોના મધ્યે ઇન્દ્રનું વજ્ર શ્રેષ્ઠ છે; અને જેમ ગાયોના મધ્યમાં સ્વર્ગવાસી કામધેનુ ઉત્કૃષ્ટ છે; તથા જેમ સ્રવનાર–પ્રવાહરૂપે વહેનારાંના મધ્યમાં મનોરથ શ્રેષ્ઠ છે; તેમજ સર્વ નામોના મધ્યમાં શ્રીકૃષ્ણ શતાષ્ટક એટલે શ્રીકૃષ્ણચન્દ્ર મહારાજનાં એકસો આઠ (૧૦૮) નામ સર્વોત્કૃષ્ટ છે એમ જાણવું. ૪–૫–૬

**तत्तेऽहं संप्रवक्ष्यामि सावधानावधारय ।**
**प्रणम्य वसुधादेवी शेषं संकर्षणात्मकम् ॥७॥**
**पप्रच्छ परया भक्त्या जनानां मुक्तिहेतवे ।**
**नाम्नामष्टोत्तरशतं श्रीकृष्णस्य रमापतेः ।८॥**

ઉપર જણાવ્યું તેવું સર્વથી શ્રેષ્ઠ એવું જે "શ્રીકૃષ્ણાષ્ટોત્તર શતનામ" તે હું ત્હારા પ્રત્યે કહુ છું. તેને તું સાવધાન ચિત્તથી સાંભળીને

મનમાં ધારણ કર. એક સમયે પૃથ્વિવી દેવી, સંકર્ષણ સ્વરૂપ એવા શેષ ભગવાનને પ્રણામ કરીને પરમ ભક્તિથી લોકોના કલ્યાણને વાસ્તે રમાપતિ શ્રીકૃષ્ણ પરમાત્માના એકસો આઠ (૧૦૮) નામોને પૂછવા લાગી. ૭-૮.

**भूमिरुवाच ।**

**कृष्णावतारे रोहिण्या रामेणापि त्वया सह ।**
**अलङ्कृतं जन्म पुंसामपि वृन्दावनौकसाम् ॥९॥**

પૃથ્વી દેવી બોલ્યાં:—હે શેષ ભગવાન્ ! શ્રીકૃષ્ણાવતારમાં રોહિણીથી જન્મ પામેલા બલરામરૂપ ત્હમારી સાથે જે ભગવાને વૃન્દાવનવાસી પુરૂષોના મધ્યે જન્મને શોભાવ્યો છે.

**तस्य देवस्य कृष्णस्य लीलाविग्रहधारिणः ।**
**यस्योपाधिनियुक्तानि सन्ति नामान्यनेकशः ॥१०॥**

તે મનુષ્ય લીલા કરવા શરીરને ધારણ કરનાર શ્રીકૃષ્ણ દેવનાં અનેક નામો છે; કે જે ભગવાનની જુદી જુદી ઉપાધિઓથી યોજાયેલાં છે. ૧૦.

तेषु मुख्यानि नामानि श्रोतुकामा चिरादहम् ।
सङ्कर्षणात्मनः स्तोत्रं यतो जानासि वाङ्मयम् ११

તે સઘળાં નામોમાં જે મુખ્ય નામો છે, તેને બહુ કાલથી સાંભળવાની કામનાવાળી હું છું; જેથી હે સંકર્ષણ ! પરમાત્માનું વાણીમય સ્તોત્ર ત્હમે જાણો છો. ૧૧.

तत्त्वानि यानि नामानि वासुदेवस्य वासुके ।
नातः परतरं स्तोत्रं त्रिषु लोकेषु विद्यते ॥१२॥

તેથી હે વાસુકીનાગ ! તે જે વાસુદેવનાં નામો છે, તે મ્હને કહો. ભગવાનનાં આ નામોથી ત્રણ લોકમાં બીજું શ્રેષ્ઠ સ્તોત્ર નથી. ૧૨.

**श्री शेष उवाच ॥**

वसुन्धरे वरारोहे जनानामस्ति मुक्तिदम् ।
सर्वमङ्गलमूर्धन्यमणिमाद्यष्टसिद्धिदम् ।।१३॥

હે શ્રેષ્ઠ નિતંબવાળી પૃથ્વી દેવી ! આ સ્તોત્ર મનુષ્યોને મુક્તિ આપનારૂં છે, અને

સર્વ મંગળોનું મસ્તક છે; તથા અણિમાદિ આઠ સિદ્ધિઓને આપનારૂં છે. ૧૩.

महापातककोटिघ्नं सर्वतीर्थ फलप्रदम् ।
समस्त जपयज्ञानां फलदं पापनाशनम् ॥१४॥

તથા બ્રહ્મહત્યાદિ કરોડો મહાપાતકોને નાશ કરનારૂં છે, અને સર્વ તીર્થોના ફલને આપનારૂં છે; તથા સઘળા જપ-યજ્ઞોના ફળને આપનારૂં અને પાપોને નાશ કરનારૂં છે. ૧૪

शृणु देवि प्रवक्ष्यामि नाम्नामष्टोत्तरशतम् ।
सहस्रनाम्नां पुण्यानां त्रिरावृत्या तु यत्फलम् १५
एकावृत्या तु कृष्णस्य नामैकं तत्प्रयच्छति ।
तस्मात्पुण्यतम चैतत्स्तोत्रं पापप्रणाशनम् ॥१६॥

હે પૃથ્વી દેવિ! શ્રીકૃષ્ણનાં (૧૦૮) નામોને હું કહું છું, તેને ત્હમે સાંભળો. પવિત્ર એવાં ભગવાનનાં હજાર નામોને ત્રણવાર ભણવાથી-પાઠ કરાવાથી જે ફળ મળે છે, તેટલુંજ ફળ શ્રીકૃષ્ણનું એક નામ કે જે આ સ્તોત્રના

આરંભમાં પહેલા શ્લોકમાં 'શ્રીકૃષ્ણઃ' એ પ્રમાણે કથન કરેલું છે, તેને એકવાર શ્રદ્ધા ભક્તિથી ઉચ્ચારણ કરવાથી-ભણવાથી મળે છે; તેથી આ સ્તોત્ર અતિ પવિત્ર અને પાપનાશક છે. ૧૫-૧૬*

ૐ ૐ ૐ ૐ ૐ ॥

ॐ अस्य श्रीकृष्णाष्टोत्तरशतनामस्तोत्रस्य श्रीशेषऋषिः । अनुष्टुप् छन्दः । श्रीकृष्णो देवता। श्रीकृष्णप्रीत्यर्थे श्रीकृष्णाष्टोत्तरशतनामजपे विनियोगः ॥

ॐ આ શ્રીકૃષ્ણના એકસો આઠ (૧૦૮) નામોના સ્તોત્રના ઋષિ શ્રીશેષ ભગવાન્ છે,

---

* અહિંઆં સુધીના સોળ શ્લોક વડે ભગવાન્ શ્રીમહાદેવજીએ પાર્વતીદેવીને આ સ્તોત્રની પ્રશંસાપૂર્વક સ્તોત્રનું માહાત્મ્ય સંભળાવીને હવે શ્રીશેષનારાયણે પૃથ્વી દેવીને શ્રવણ કરાવેલું શ્રીકૃષ્ણાષ્ટોત્તર શતનામ સ્તોત્ર શ્રવણ કરાવે છે.

અને છંદ અનુષ્ટુપ્ છે, તથા આ સ્તોત્રના દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. ભગવાન્ શ્રીકૃષ્ણ ચંદ્રની પ્રીતિ–પ્રસન્નતાને અર્થે શ્રીકૃષ્ણના એકસો આઠ નામોનો જપમાં વિનિયોગ છે –વિશેષ ઉપયોગ છે.

**श्री शेष उवाच।**

**श्रीकृष्णः कमलानाथो वासुदेवः सनातनः ।**
**वसुदेवात्मजः पुण्यो लीलामानुष विग्रहः ॥१॥**

શ્રીશેષનારાયણ બોલ્યાઃ–હે દેવિ ! હે પૃથ્વી ! શ્રીકૃષ્ણ, કમલાનાથ (લક્ષ્મીપતિ), વાસુદેવ, સનાતન, વસુદેવના પુત્ર, પુણ્ય સ્વરૂપ લીલાવડે પવિત્ર મનુષ્ય શરીરને ધારણ કરનાર. ૧

**श्रीवत्सकौस्तुभधरो यशोदावत्सलो हरिः ।**
**चतुर्भुजात्तचक्रासिगदाशंखाम्बुजायुधः ॥२।**

હૃદયના ભાગપર શ્રીવત્સનું ચિહ્ન ( માંગલ્ય ચિહ્ન ) અને કૌસ્તુભમણિને ધારણ કરનાર, યશોદાજીને પ્રિય, હરિ, તથા ચાર હાથોમાં

શંખ, ચક્ર, ગદા, તરવાર અને પદ્મ એ આયુ-
ધોને ધારણ કરનાર. ૨.

देवकीनन्दनः श्रीशो नन्दगोपप्रियात्मजः ।
यमुनावेगसंहारी बलभद्रप्रियानुजः ॥३॥

દેવકીજીના પુત્ર, લક્ષ્મીના સ્વામી, નંદ
ગોવાળના પ્રિય પુત્ર, ગોપીઓને રાસ ક્રીડા
માટે બોલવવા બંશીનો નાદ કરી યમુનાના
વેગને અટકાવનાર, બલભદ્રના પ્રિય નાના
ભાઈ. ૩.

पूतनाजीवितहरः शकटासुर भञ्जनः ।
नन्दव्रजजनानन्दी सच्चिदानन्द विग्रहः ॥४॥

માસીનો વેશ લેઈ આવેલી કંસની દાસી
પૂતનાના પ્રાણને હણનાર, જેની છાયામાં
પોતાનું પારણું-ઘોડીઉં હતું તે ગાડામાં પેઠેલા
શકટાસુર દૈત્યનો નાશ કરનાર, નંદ અને
વ્રજના લોકોને આનંદ આપનાર, જેમનું
વાસ્તવિક ખરૂં સ્વરૂપ સત્-ચિત અને આનંદ
છે એવા. ૪.

नवनीतनवाहारी मुचुकुन्दप्रसादकः ।
षोडशस्त्रीसहस्रेशस्त्रिभङ्गो मधुराकृतिः ॥५॥

નવા તાજા માખણના ખાનાર; "પોતાને નિદ્રામાંથી ઉઠાડનાર બળી મળશે" એવા દેવતાઓના વરદાનને પામી ગુફામાં સુતેલા મુચુકુન્દને પોતાની શાલ ઓઢાડી તે દ્વારા કાલયવનને મરાવી પ્રસન્ન થઇ મુચુકુન્દને દર્શન આપનાર, સોળ હજાર સ્ત્રીઓના ધણી, ચરણ કટિ અને કંઠ એ ત્રણ સ્થળે બંસીના નાદ સમયે વક્ર થતા, અને મધુર—સુન્દર મનોહર આકૃતિવાળા. ૫.

शुकवागमृताब्धीन्दुर्गोविन्दो गोविदां पतिः ।
वत्सपालनसञ्चारी धेनुकासुरभञ्जनः ॥६॥

શુકદેવજીની વાણીરૂપ અમૃત સમુદ્રના ચન્દ્ર, ગોવિન્દ, તથા વેદોને જાણનારાઓના પાત અર્થાત્ વેદ વેત્તાઓના મુક્તિદાતા; અથવા પૃથ્વીનું રક્ષણ—પાલન કરનારા રાજા-

ઓના પતિ–સ્વામી; વાછરડાં પાળવા માટે વનમાં વિચરનાર, ધેનુકાસુર દૈત્યનો નાશ કરનાર. ૬.

**तृणीकृततृणावर्त्तो यमलार्जुनभञ्जनः ।**
**उत्तानतालभेत्ता च तमालश्यामलाकृतिः ॥७॥**

વંટોળીઆનું રૂપ લેઈ પોતાને આકાશમાં લેઇ જનાર રાક્ષસીની છાતી ઉપર ચઢી તૃણની પેઠે ભૂમિ પર પછાડી મારી નાખનાર; કુબેરના શાપથી યમલ અને અર્જુન એવા બે નામવાળા વૃક્ષરૂપ થયેલા યક્ષોને ખાણીઓ ભરાવી પાડી ભાગી નાખનાર; ઉંચા તાડના વૃક્ષને ભેદનાર; તમાલ વૃક્ષના પત્ર સમાન શ્યામ સુન્દર આકૃતિવાળા. ૭.

**गोपगोपीश्वरो योगी सूर्यकोटिसमप्रभः ।**
**इलापतिः परंज्योति र्यादवेन्द्रो यदूद्वहः ॥८॥**

ગોવાળ અને ગોપિકાઓના ઇશ્વર, યોગી, કરોડો સૂર્ય સમાન તેજવાળા, પૃથ્વીપતિ,

પરં–ઉત્કૃષ્ટ જ્યોતિ સ્વરૂપ–સૂર્યાદિ જ્યોતિઓથી પણ શ્રેષ્ઠ જ્યોતિ સ્વરૂપ, યાદવોના રાજા, યદુ કુલને નિભાવનાર. ૮.

**वनमाली पीतवासाः पारिजातापहारकः ।**
**गोवर्धनाचलद्धर्त्ता गोपालः सर्वपालकः ॥९॥**

વનમાળી, પીતામ્બર પહેરનાર, સત્યભામાના સંતોષને માટે સ્વર્ગમાંથી પારિજાતકનું વૃક્ષ લાવનાર, યજ્ઞને બદલે ગોવર્ધન પૂજા કરાવતાં ઇન્દ્રે કોપ કરી ગોકુળનો નાશ કરવાને ઘોર વૃષ્ટિ કરી ત્યારે ગોકુલનું રક્ષણ કરવા ગોવર્ધન પર્વતને ટચલી આંગળી પર ધારણ કરનાર, ગાયોના પાલનાર; સર્વ જગત્ના પાલન કર્ત્તા. ૯.

**अजो निरञ्जनः कामजनकः कञ्जलोचनः ।**
**मधुहा मथुरानाथो द्वारकानायको बली ॥१०॥**

જન્મરહિત, માયા અવિદ્યાદિ અંજન–લેપ રહિત, પ્રદ્યુમ્નના ઉત્પન્ન કર્ત્તા, કમલ સમાન

નેત્રવાળા, મધુ દૈત્યના નાશક, મથુરા નગરીના નાથ–સ્વામી, દ્વારકાપુરીના નાયક, અને મહા બળવાળા. ૧૦.

वृन्दावनान्तसञ्चारी तुलसीदामभूषणः ।
स्यमन्तकमणेर्हर्त्ता नरनारायणात्मकः ॥११॥

વૃન્દાવનમાં વિહાર કરનાર, તુલસીની માળાથી સુશોભિત, સત્રાજિતવાળા સ્યમન્તક મણિના હરનાર, નર અને નારાયણ સ્વરૂપ. ૧૧.

कुब्जाकृष्णाम्बरधरो मायी परमपूरुषः ।
मुष्टिकासुर चाणूरमहायुद्ध विशारदः ॥१२॥

કસ્તુરી અને અંબરનામા ખુશબોદાર સુગંધિ દ્રવ્યોથી કુબ્જાએ તૈયાર કરેલા ચંદનનું તિલક ધારણ કરનાર, માયાવાળા–માયાવી, હિરણ્યગર્ભાદિ કરતાં પણ શ્રેષ્ઠ પુરૂષ, મુષ્ટિક અને ચાણૂર નામના રાક્ષસો સાથે મથુરામાં મહાયુદ્ધ કરવામાં કુશળ–નિપુણ. ૧૨.

संसारवैरी कंसारिर्मुरारिर्नरकान्तकः ।
अनादिर्ब्रह्मचारी च कृष्णाव्यसनकर्षकः ॥१३॥

સંસાર-જન્મ મરણ રૂપ સંસાર ચક્રના વૈરી-નાશક; કંસના શત્રુ, મુર દૈત્યના શત્રુ, નરકાસુરનો નાશ કરનાર; જેનાથી પહેલાં કોઇ ન હોતું એવા-અથવા અજન્મા, સદા બાળબ્રહ્મચારી, દ્રૌપદીના દુઃખને દૂર કરનાર. ૧૩.

शिशुपाल शिरच्छेत्ता दुर्योधनकुलान्तकृत् ।
विदुराक्रूरवरदो विश्वरूपप्रदर्शकः ॥१४॥

શિશુપાળના શિરને છેદનાર, દુર્યોધનના કુલનો નાશ કરનાર, વિદુર અને અક્રૂરને વરદાન દેનાર, યશોદાજીને પોતાના મુખમાં વિશ્વરૂપ બતાવનાર-અથવા અર્જુનને વિશ્વરૂપ -વૈરાટ સ્વરૂપ દેખાડનાર. ૧૪.

सत्यवाक् सत्यसङ्कल्पः सत्यभामारतो जयी ।
सुभद्रापूर्वजो विष्णुर्भीष्ममुक्ति प्रदायकः ॥१५॥

સત્ય વાણીવાળા, સત્ય સંકલ્પવાળા સત્યભામા ઉપર પ્રીતિવાળા; સર્વત્ર વિજય પામ-

નાર, સુભદ્રાના મ્હોટાભાઈ, વિષ્ણુ, ભીષ્મ-પિતામહને અંતકાલે મુક્તિના આપનાર. ૧૫.

जगद्‌गुरुर्जगन्नाथो वेणुवाद्यविशारदः ॥
वृषभासुरविध्वंसी बाणासुरकरान्तकृत् ॥१६॥

સમસ્ત જગત્‌ના ગુરૂ, જગતના નાથ—સ્વામી, વીણા વગાડવામાં કુશળ, બળદ રૂપધારી વૃષભાસુરને હણનાર, બાણાસુરના હાથોને છેદનાર. ૧૬.

युद्धिष्ठिर प्रतिष्ठाता बर्हिबर्हावतंसकः ।
पार्थसारथिरव्यक्तो गीतामृतमहोदधिः ॥१७॥

રાજા યુદ્ધિષ્ઠિરની પ્રતિષ્ઠા વધારનાર, મોરના પીંછાંનો મુકુટ ધારણ કરનાર, અર્જુનના સારથિ, અપ્રકટ—વ્યક્તિ રહિત, ગીતારૂપ અમૃતના મહાસાગર. ૧૭.

कालीयफणिमाणिक्यरञ्जित श्रीपदाम्बुजः ।
दामोदरो यज्ञभोक्ता दानवेन्द्र विनाशकः ॥१८॥

કાલીયનાગની ફણાઓપર નૃત્ય કરતાં તે ફણાઓના મણિઓથી રંગાયેલા ચરણ કમલની

શોભાવાળા, બાલ્યાવસ્થામાં ઉદર-પેટ ઉપર માતા યશોદાજીએ દામ-દામણું-દોરડું જેને બાંધ્યું હતું તેવા, યજ્ઞોની આહુતિઓના સ્વયં પોતે તથા દેવોરૂપે ભોક્તા-ભોગવનાર, દાનવોના રાજાઓનો નાશ કરનાર. ૧૮.

**नारायणः परंब्रह्म पन्नागाशनवाहनः ।**
**जलक्रीडासमासक्तगोपीवस्त्रापहारकः ॥१९॥**

મહા પ્રલયના સમયમાં જળનો આશ્રય કરનાર, અર્થાત્ જળમાં સ્થાન-રહેઠાણ કરનાર, પરંબ્રહ્મસ્વરૂપ, સર્પને ભક્ષણ કરનાર ગરૂડને પોતાનું વાહન બનાવનાર, જળક્રીડામાં આસક્ત થયેલી ગોપીઓનાં વસ્ત્રોને હરણ કરનાર. ૧૯.

पुण्यश्लोकस्तीर्थकरो वेदवेद्यो दयानिधिः ।
सर्वतीर्थात्मकः सर्वग्रहरूपी परात्परः ॥

विनोदमुरलीधारी ह्यर्जुनधर्मबोधकः ।
रुक्मिणीराधिकास्वामी माधवो भगवानिति ॥२०॥

પવિત્ર કીર્તિવાળા, પવિત્ર કરનાર, વેદોવડે જાણવાને યોગ્ય, દયાના ભંડાર, સર્વ તીર્થ સ્વરૂપ; સૂર્ય ચંદ્રાદિ સર્વ ગ્રહોરૂપે થયેલા, ઉત્તમ હિરણ્યગર્ભાદિકથી પણ શ્રેષ્ઠ; વિનોદ-આનંદ-વાસ્તે મુરલી ધારણ કરનાર, અર્જુનને ધર્મનો બોધ કરનાર, અને રૂક્મિણી તથા રાધિકાના સ્વામી ભગવાન્ માધવ. એ પ્રકારે ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માના એકસો આઠ (૧૦૮) નામોની માળા છે. ૨૦.

**इत्येवं कृष्णदेवस्य नाम्नामष्टोत्तरशतम् ।**
**कृष्णेन*कृष्णभक्तेन श्रुत्वा गीतामृतं पुरा ॥२१॥**

---

* કૃષ્ણ શબ્દ વડે અર્જુન પણ ગ્રહણ થાય છે; તેથી અહીં 'कृष्णेन' પદ વડે અર્જુન એવો અર્થ ગ્રહણ કરેલો છે. તેમાં "कृष्णः सत्यवतीपुत्रे वायसे केशवेऽर्जुने । (કૃષ્ણ શબ્દ સત્યવતીના પુત્રમાં -વ્યાસમાં, કાગડામાં, કેશવમાં અને અર્જુન વિષે વપરાય છે.) એમ મેદિની કોશનું વચન પ્રમાણભૂત છે.

स्तोत्रं कृष्णप्रियकरं कृतं तस्मान्मयाऽपरं ।
कृष्णनामामृतं नाम परमानन्ददायकम् ॥२२॥

એ પ્રકારે ઉપર કહ્યું એવું ભગવાન્ શ્રી કૃષ્ણ દેવનાં એકસો આઠ (૧૦૮) નામોનું સ્તોત્ર છે. પૂર્વકાલમાં શ્રીકૃષ્ણના ભક્ત અર્જુને ભગવાન્ શ્રીકૃષ્ણદ્વારા શ્રીગીતારૂપ અમૃતને શ્રવણ કરીને શ્રીકૃષ્ણને પ્રિય લાગે એવું સ્તોત્ર કરેલું છે; તેથી મેં આ બીજું પરમ આનંદ દાયક, અને શ્રીકૃષ્ણનાં એકસો આઠ નામોનું ઉચ્ચા- રણ–પાઠ કરવાથી અમૃત સમાન ફળ આપ- નારૂં એવું શ્રીકૃષ્ણનામામૃત નામનું સ્તોત્ર કર્યું; કે જેનું બીજું નામ " श्रीकृष्णाष्टोत्तर शतनामस्तोत्रम् " છે. ૨૧–૨૨.

अनुपद्रवदुःखघ्नं परमायुष्यवर्धनम् ।
दानं श्रुत तपस्तीर्थं यत्कृतं त्विह जन्मनि ॥२३॥
पठतां शृण्वतां चैव कोटिकोटिगुणं भवेत् ।
पुत्रप्रदमपुत्राणामगतीनां गतिप्रदम् ॥२४॥

આ સ્તોત્ર ઉપદ્રવ વગરનું, અને સર્વ દુઃખોનો નાશ કરનારૂં છે. વળી આ જન્મમાં જે કંઇ દાન, અધ્યયન, તપ અને તીર્થાદિક સત્કર્મ–સુકૃત્ય કર્યા હોય, તે આ સ્તોત્રના પાઠ કરનારને અને સાંભળનારને કરોડોગણું ફળ આપાનારાં થાય છે. તેમજ શ્રદ્ધા ભક્તિથી જો આ સ્તોત્રનો નિરંતર પાઠ કરે તોઃ— આ સ્તોત્ર પુત્રાદિકની અભિલાષાવાળાઓને પુત્રાદિક પ્રજા આપનારૂં છે. ગતિ વિનાના પાપીઓને ઉત્તમ ગતિ આપનારૂં છે. ૨૩–૨૪.

**धनावहं दरिद्राणां जयेच्छूनां जयावहम् ।**
**शिशूनां गोकुलानां च पुष्टिदं पुष्टिवर्धनम् ॥२५॥**

આ સ્તોત્ર દરિદ્રોને–નિર્ધન પુરૂષોને ધન આપનારૂં છે. વિજયની ઇચ્છાવાળાઓને જય આપનારૂં છે. બાળકોને અને ગાયો વગેરે પશુઓને પુષ્ટિ આપનારૂં તથા પુષ્ટિ વધારનારૂં છે. ૨૫.

**वातग्रहज्वरादीनां शमनं शान्तिमुक्तिदम् ।**

**समस्तकामदं सद्यः कोटिजन्माघनाशनम् ॥**
**अन्ते कृष्णस्मरणदं भवतापभयापहम् ॥२६॥**

આ સ્તોત્ર વાયુની પીડાને, શની મંગળ આદિ ગ્રહોની પીડાને, અને ચોથિયા, એકાંતરિયા આદિ જ્વરાદિકની પીડાને–રોગોને શમાવનારૂં છે. અને અંતઃકરણમાં શાંતિ આપી સાલોક્યાદિ મુક્તિ આપનારૂં છે. તથા સર્વ કામનાઓને પૂર્ણ કરનારૂં–સર્વ ભોગોને આપનારૂં, અને કરોડો જન્મના પાપોને તત્કાલ નાશ કરનારૂં છે. તેમજ આ સ્તોત્રનો નિરંતર પાઠ કરવાથી આ સ્તોત્ર અંતકાલ વખતે–મરણ સમયે શ્રીકૃષ્ણનું સ્મરણ દેવાવાળું, અને સંસારના અધ્યાત્મ અધિભૂત અધિદૈવ આદિ તાપોને તથા જન્મ મરણના અને યમયાતનાના ભયને દૂર કરનારૂં–નાશ કરનારૂં છે. ૨૬.

**कृष्णाय यादवेन्द्राय ज्ञानमुद्राय योगिने ।**
**नाथाय रुक्मिणीशाय नमो वेदान्तवेदिने ॥२७॥**

ઉપર કહ્યા પ્રમાણે ફળ આપનાર એવા આ સ્તોત્રના દેવતા યાદવોના રાજા, આત્મા પરમાત્માની ઐક્યતા જણાવનારી જ્ઞાન મુદ્રા–તર્જની અને અંગુઠાની એકતાવડે બ્રહ્માત્મૈક્યતાને બતાવનાર મુદ્રાવાળા, યોગી, જગત્‌ના સ્વામી, અને બ્રહ્મ વેત્તાઓને વેદાંતના મહાવાક્યોવડે ઓળખાયલા–અનુભવમાં આવેલા, એવા રૂકમણીના ધણીને–શ્રીકૃષ્ણ પરમાત્માને મ્હારો નમસ્કાર છે. ૨૭.

इमं मंत्रं महादेवि जपन्नेव दिवानिशम् ।
सर्वग्रहानुग्रहभाक् सर्वप्रियतमो भवेत् ॥२८॥

હે મહાદેવિ ! આ મંત્રરૂપ સ્તોત્રને રાત્રિ-દિવસ–નિરંતર જપનાર–પાઠ કરનાર મનુષ્ય સર્વ ગ્રહોના અનુગ્રહનો પાત્ર થાય છે; અર્થાત્ સર્વગ્રહો તેમના ઉપર અનુગ્રહ કરે છે–કૃપા કરી પ્રસન્ન થાય છે; તથા તે મનુષ્ય સર્વ લોકોનો પ્રિય–વ્હાલો થાય છે. અથવા સર્વ–

(વિષ્ણુ ભગવાન) જેને અંત્યત પ્રિય છે એવો પૂર્ણ વિષ્ણુ ભક્ત વૈષ્ણવ થાય છે. ૨૮.

पुत्रपौत्रैः परिवृतः सर्वसिद्धि समृद्धिमान् ।
निर्विश्य भोगानन्तेऽपि कृष्णसायुज्यमाप्नुयात्॥२९॥

આ સ્તોત્રનો પાઠ કરનાર પુત્ર અને પૌત્ર–છોકરા અને તેના છોકરાઓથી વિંટાયલો છતો સર્વ સિદ્ધિ અને સમૃદ્ધિવાળો થાય છે; તેમજ આ લોકમાં સર્વે ભોગોને ભોગવીને અંતકાળે પણ શ્રીકૃષ્ણસાયુજ્ય નામની મુક્તિને પામે છે. ૨૯.

इति श्री नारदपञ्चरात्रे ज्ञानामृतसारे चतुर्थरात्रे उमामहेश्वरसंवादे धरणीशेषसंवादे श्रीकृष्णाष्टोत्तरशतनामस्तोत्रम् समाप्तम् ॥

श्रीकृष्णार्पणमस्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



# श्रीअष्टादशश्लोकीगीता ॥

अर्जुन उवाच ।

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥१॥

( श्री भगवद्गीता अ० १ श्लो० ३१ ).

*વળિ કેશવ હું જોઉં છું, નિમિત્ત ઉલટાં જોય;
તેથી રણમાં બંધું હણિ, દેખું ને કૈં શ્રેય. ૧.

અર્જુન બોલ્યા:–વળી હે કેશવ ! હું વિપરીત નિમિત્તાને અર્થાત્ અશુભ સૂચવનારા અપશુકનોને દેખું છું; જેથી હું આ યુદ્ધ વિષે સ્વજનોને–મ્હારા બંધુ સગાસંબંધિઓને હણવાથી કોઇપણ પ્રકારનું શ્રેય જોતો નથી. ૧.

---

*આ અષ્ટાદશ શ્લોકી ગીતામાં ગુજરાતી દોહરા ઠક્કર પ્રયાગજીના બનાવેલા સંગ્રહ કરેલા છે.

*અપનો ભલો ન દેખિયેં, હૈ વિપરીત સુજાન;
સુજન હનન સંગ્રામ મેં, તાતેં હન્યો જુ માન. ૧

**श्री भगवानुवाच ।**

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनञ्जय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥२॥**

( श्री भगवद्गीता अ० २ श्लो० ४८ )

મૂકિ સંગ, રહિ યોગમાં, પાર્થ કર્મ કર સેજ;
સિદ્ધિ અસિદ્ધિ સમગણી, સમપણું યોગ કહેજ. ૨

શ્રીભગવાન બોલ્યા;–હે ધનંજય–અર્જુન! તું યોગ વિષે સ્થિત થઇને, કર્મોના ફલોની કામના ત્યજીને, તથા કર્મોના ફલની સિદ્ધિમાં ને અસિદ્ધિમાં સમબુદ્ધિવાળો થઇને, અર્થાત્ કર્મોનું ફળ મળે તોપણ શું? અને ન મળે તોપણ શું? આમ સમબુદ્ધિ રાખીને, કેવળ

---

* હિન્દુસ્થાની દોહરા શ્રીરામચંદ્ર ભગવાનના ચરણકમલોના પરમ ભક્તરાજ કવિ તુલસીદાસજી મહારાજના કરેલા સંગ્રહેલા છે.

ઈશ્વર આરાધનબુદ્ધિવડેજ નિષ્કામ કર્મો કર. કર્મોના ફળની પ્રાપ્તિમાં ને અપ્રાપ્તિમાં હર્ષ શોકથી રહિતપણારૂપ જે સમતા છે, તે સમપણાને સત્પુરૂષોએ યોગ કહ્યો છે. ૨.

જોગ કેં લિયે કર્મકું, સબેં સંગકો ત્યાગ;
સિદ્ધિ અસિદ્ધિ સમાન ગન, યહે જોગ અનુરાગ. ૨

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ।।३।।**

( श्री भगवद्गीता अ० ३ श्लो० ६ )

કર્મેન્દ્રિયને વશ કરી, વિષયોને મનમાંય;
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય. ૩.

જે મૂઢ પુરૂષ (કામ ક્રોધ, રાગદ્વેષ, વગેરે દોષો વડે મલિન અંતઃકરણવાળો અજ્ઞાની મનુષ્ય) ત્યાગી બનવા માટે કેવળ ઔત્સુકયતા માત્રથી વાણી હાથપગાદિ કર્મેન્દ્રિયોનો સંયમ કરીને, અર્થાત અશુદ્ધ ચિત્તવાળો મનુષ્ય

વાણી આદિ બાહ્ય ઇન્દ્રિયો વડે કર્મોને નહીં કરીને, રાગદ્વેષે પ્રેરેલા મનવડે શબ્દાદિ વિષયોને સ્મરણ કરતો છતો, મેં સર્વ કર્મનો સંન્યાસ કર્યો છે, આવા અભિમાનથી કર્મોનો ત્યાગ કરી સ્થિત રહે છે; તે મનુષ્ય મિથ્યા આચારવાળો—દાંભિક—ઢોંગી—ઉપરના જૂઠા આડંબરવાળો–કહેવાય છે. ૩.

કરમ ઇન્દ્રિયન રોકિકેં મન વિષયનકો ધ્યાન;
કપટી મૂરખહૈ બડે, તાકોં દંભી જાન. ૩

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥४॥**

(श्री भगवद्गीता अ० ४ श्लो० ३९)

શ્રદ્ધાલૂ વશ ઇન્દ્રિ વળિ, તત્પર પામે જ્ઞાન;
પામિ જ્ઞાન તરતજ પછી,શાંતિ પામે મહાન.૪

વેદશાસ્ત્રના વાક્યોમાં અને શ્રીગુરૂના વચનમાં સત્યપણાની જે બુદ્ધિ તે શ્રદ્ધા કહેવાય છે. એવી ગુરૂશાસ્ત્રાદિકના વચનમાં શ્રદ્ધા-

વાળો–વિશ્વાસવાળો; અને દેવ, ગુરૂની ઉપાસ-
નામાં તત્પર; તથા જિતેન્દ્રિય જે પુરૂષ હોય,
તેજ પુરૂષ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે; તથા
તે આત્મજ્ઞાનને પ્રાપ્ત કરીને શીઘ્રજ પરમ
શાંતિને–પુનરાવૃત્તિ રહિત મોક્ષને પામે છે. ૪

ઇન્દ્રિયજિત શ્રદ્ધા સહિત, પાવે ઐસો જ્ઞાન;
તા પાયે તતકાલહી, પામે શાંતિ સુજાન. ૪.

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥५॥

( श्री भगवद्गीता अ० ५ श्लो० २८ )

ઇન્દ્રિય મન મતિ વશ કરી, મોક્ષ પરાયણ યુક્ત;
રાગ ક્રોધ ભય રહિત જે, સદાય છે તે મુક્ત. ૫.

જે મનનશીલ મુનિ, ઇન્દ્રિયો મન અને
બુદ્ધિને જીતવાવાળો છે, અને મોક્ષ પરાયણ
થયેલો છે; તથા જે ઇચ્છા ભય અને ક્રોધાદિ-
કથી રહિત છે, તેજ સર્વદા મુક્ત છે. ૫.

જિત ઇંદ્રિયેં સુબુદ્ધિ મન, મુગત હિમેં મન દેત;
ઇચ્છા ભય ક્રોધ જો તજે, મુક્તિ પદારથ લેત. ૫.

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥६॥
(श्री भगवद्गीता अ० ६ श्लो० १७)

વિહાર કર્મ ચેષ્ટા વળિ, અહાર સ્વપ્ન જાગર્ણ;
નિયમિત જેના તેમને, થાય યોગ દુખહર્ણ. ૬.

નિયમિત અન્નાદિકનો આહાર કરવાવાળાનો,[1]

---

૧. "पूरयेदशनेनार्द्धं तृतीयमुदकेन चः । वायोः सञ्चरणार्थाय चतुर्थमवशेषयेत् ॥" યોગાભ્યાસી પુરૂષ પોતાના ઉદરના બે ભાગને અન્નના ભોજન વડે પૂર્ણ કરે, ત્રીજા ભાગને જળ વડે પૂર્ણ કરે, અને પ્રાણવાયુના સંચારણ વાસ્તે ચતુર્થભાગ ખાલી રાખે.) "यदुहवा आत्मसंमितमन्नं तदवति तन्न हिनस्ति। यद्भूयो हिनस्ति तद्यत्कनीयो न तदवति ॥ इति श्रुतिः ॥" (જે આત્મસંમિત અન્નનું ભોજન કરવામાં આવે છે, તે અન્ન ભોક્તા પુરૂષ વિષે, વેદ–અર્થના અનુષ્ઠાનની યોગ્યતા સંપાદન કરીને, અનુષ્ઠાનદ્વારા તે ભોક્તા પુરૂષનું રક્ષણ કરે છે. આત્મસંમિત અન્ન ધાતુઓની વિષમતા કરીને જ્વર

અને નિયમિત* ગમન રૂપ વિહાર કરનારાઓ-
નો, તથા પ્રણવ જપાદિ કર્મોમાં તેમજ અન્ય

શૂલાદિક વ્યાધિઓની ઉત્પત્તિદ્વારા ભોક્તા પુરૂષનું હનન કરતું નથી. આત્મસંમિત અન્ન કરતાં જે અધિક અન્નનું ભોજન થાય છે, તે અધિક અન્ન તો ધાતુઓની વિષમતાદ્વારા જ્વર શૂલાદિક અનેક વ્યાધિઓ ઉદય કરી ભોક્તા પુરૂષને હણે છે; તથા તેના ધર્મનો પણ નાશ કરે છે. અને જે અત્યંત અલ્પ અન્ન ભોજન કરેલું હોય, તે ભોક્તા પુરૂષનું રક્ષણ કરતું નથી; અર્થાત્ ક્ષુધાની નિવૃત્તિ કરવામાં તથા ધર્મનો નિર્વાહ કરવામાં સમર્થ થતું નથી. તેથી યોગાભ્યાસીએ અત્યંત અધિક અન્નનો, તેમ અત્યંત ભોજનના ત્યાગનો પરિત્યાગ કરી યોગ્યતા પૂર્વક અન્નનો આહાર લેવો.)

* "कायवाक् चेतसां चेष्टा प्राक् श्रमाद्विनिवर्त्तयत् ॥" (वागभट्ट०) ( શરીર વાણી અને મનની પ્રવૃત્તિ શ્રમ લાગ્યાથી પૂર્વે નિવૃત્ત કરવી.) તથા "योजनान्न परं गच्छेत् ॥" ( ચાર ગાઉથી વધારે ચાલવું નહીં ) વગેરે વિહારના નિયમો છે.

સર્વ કર્મો વિષે નિયમિત ચેષ્ટા કરનારનો અને નિયમિત[1] નિદ્રા લેનારનો, ને નિયમિત જાગનારનો સમાધિરૂપ યોગ સંસારનાં સર્વ દુઃખોને હણનારો થાય છે. ૬

જુગત આહાર બિહારજો, કરમ જોગ પુનિ હોય;
જાગત સોવત જુગતસોં, સો ડારત દુખ ધોય. ૬.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥७॥

( श्री भगवद्गीता अ० ७ श्लो० १४ )

માયા મુજ ગુણિ દૈવિ એ, દુઃખેં કરી તરાય;
પણ ભજેછ મુજનેજ જે, તે એને તરિ જાય.૭.

---

૧. " जागृयाद्दश नाड्यस्तु निद्रा तु दश नाडिका:॥ पश्चाज्जागरणं तद्वद्दश नाड्यस्तु योगिनः ॥ " ( રાત્રીની ૩૦ ઘડીમાં, યોગાભ્યાસી પુરૂષો પહેલી રાતની દશ ઘડી જાગરણ કરે, અને વચલી દશ ઘડી એટલે ચાર કલાક નિદ્રા લે; અને ત્યાર પછી તેવીજ રીતે પાછલી રાતની દશ ઘડી જાગ્રત્ રહે. આ પ્રમાણે નિદ્રાના અને જાગવાના નિયમો કહેલા છે. )

મ્હારી—પરમેશ્વરની સત્ત્વાદિ ગુણરૂપી પ્રસિદ્ધ આ દૈવી માયા ખરેખર દુઃખે ઉલ્લંઘન કરાય તેવી છે; તથાપિ જે પુરૂષો મ્હનેજ—સર્વ ઉપાધિઓથી રહિત અખંડ સચ્ચિદાનંદ અદ્વિતીય પરમાત્માનેજ—સાક્ષાત્કાર કરે છે, તેઓ આ અવિદ્યારૂપી માયાને તરી જાય છે; અર્થાત્ સંસારના બંધનથી મુક્ત થાય છે. ૭.

મેરી માયા ગુણમયી, દુઃસહ તરે ન જાય;
આવે કોઇ જો મો શરન, સોઉ તરત સુખ ભાય.૭.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ।८॥

( श्री भगवद्गीता अ० ८ श्लो० २४ )

અર્ચિ દિવસ શુધ પક્ષને, ઉત્તરાયણમાં સાર,
જનાર બ્રહ્મજ થાય તે, બ્રહ્મ વીદ જન ધાર. ૮.

જે માર્ગમાં અગ્નિ, જ્યોતિઃ, અથવા જ્યોતિરૂપ અગ્નિ, દિવસ, શુકલપક્ષ, અને છ માસરૂપ ઉત્તરાયણ છે, તે અર્ચિમાર્ગ (દેવયાન માર્ગ) વિષે ગયેલા, અર્થાત તે સમયમાં મરણ

પામેલા, બ્રહ્મોપાસક પુરૂષો અનુક્રમે બ્રહ્મને પામે છે. અર્થાત્ સગુણ બ્રહ્મના ઉપાસક પ્રથમ જ્યોતિરૂપ અગ્નિના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; પછી દિવસના અભિમાની દેવતાને, પછી શુકલપક્ષના અભિમાની દેવતાને, પછી ષટ્માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવતાને, પછી સંવત્સરના અભિમાની દેવતાને, પછી દેવલોક દેવતાને, પછી વાયુદેવને, પછી આદિત્યને, પછી ચંદ્રમાને, અને ત્યારપછી વિદ્યુત્ના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાં કોઇ એક અમાનવ પુરૂષ આવીને એ ઉપાસક પુરૂષને ત્યાંથી વરૂણ, ઈન્દ્ર, અને પ્રજાપતિ દેવને (વિરાટ દેવને) પ્રાપ્ત કરી બ્રહ્મલોક વિષે લેઇ જાય છે. આનું નામ દેવયાન માર્ગ છે. આ દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકમાં ગયેલો ઉપાસક પુનઃ પાછો આવતો નથી. આ સગુણ બ્રહ્મના ઉપાસકોને પ્રાપ્ત થતી ક્રમ મુક્તિ છે. પંચાગ્નિના ઉપાસકો બ્રહ્મલોકમાં જઇ ત્યાંના

વૈભવો ભોગવી નવાકલ્પમાં પાછા આવૃત્તિ પામે છે-જન્મે છે, ૮.

અગ્નિ જ્યોતિ અહ શુકલ ષટ, ઉત્તરાયણ કો માસ;
જા તજુ ગ્યાની યા સમે, લહત બ્રહ્મકો બાસ. ૮.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥९॥

(श्री भगवद्गीता अ० ९ श्लो० ३० )

દુરાચારિ પણ હોય જે, ભક્ત મને ભજનાર;
સાધુ તે વળિ જાણવો, સમ્યક નિશ્ચયિ સાર. ૯

જો કે અત્યંત દુરાચારવાળો છતાં પણ જે પુરૂષ અનન્ય ભક્તિવાળો થઇને, મ્હને પરમેશ્વરને ભજે છે, તો તે પુરૂષ પૂર્વે અસાધુ હોવા છતાં પણ ભજનકાલ વિષે સાધુ-સમ્યક્ વૃત્તિવાળો જ માનવા યોગ્ય છે; કેમકે તે પુરૂષ યથાયોગ્ય સારા નિશ્ચયવાળો છે. ૯.

દુરાચારિ મોકોં ભજે, કરી અનનકે ભાય;
તાકોં તુમ સાધુ ગિનો, શુભ નિશ્ચય કેવાય. ૯.

यो मामजमनादिं च वेत्ति लोक महेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥१०॥

( श्री भगवद्गीता अ० १० श्लो० ३ )

અજ અનાદિ ઇશ લોકનો જાણે મુજને જેહ;
મનુષ્યમાં સૌ પાપથી, છુટે મોહ વિણ તેહ. ૧૦

જે પુરૂષ અજન્મા અનાદિ અને સર્વ લોકના મહાન ઇશ્વરરૂપ મ્હને–પરમેશ્વરને જાણે છેઃ અર્થાત્ પોતાના આત્માથી અભિન્નરૂપે સાક્ષાત્કાર કરે છે; તે સર્વ મનુષ્યોમાં અજ્ઞાનની નિવૃત્તિદ્વારા આત્મા અનાત્માના તાદાત્મ્ય અધ્યાસરૂપ સંમોહથી રહિત થયેલો પુરૂષ, બુદ્ધિપૂર્વક વા અબુદ્ધિપૂર્વક કરેલાં સર્વ પાપોથી મુક્ત થાય છે. ૧૦

અજઅનાદિ જગદીશ મુનિ, મોકોં લખત જુ કોય;
સબમેં જ્ઞાની વહિ બડો, પાપ નિડારત ધોય. ૧૦

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥११॥

( श्री भगवद्गीता अ० ११ श्लो० ५५)

મત્કર્મી મત્પરમ મુજ, ભક્ત સંગ વિણુ જેહ;
રહિત વૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ. ૧૧

હે પાંડુપુત્ર—અર્જુન ! કેવળ મ્હારી પ્રસન્નતાનેજ વાસ્તે વેદવિહિત શ્રૌતસ્માર્ત્ત કર્મ કરનારો, તથા ઉત્તમ ગતિરૂપે—રક્ષકરૂપે—આશ્રય રૂપે—પરમ પ્રાપ્તવ્ય રૂપે—આધારતા રૂપે—હું પરમેશ્વરજ જેને નિશ્ચિત છું એવો મત્પરમ, તથા સર્વ પ્રકારે મ્હને ભજનારો, તથા સ્ત્રી પુત્ર ધન ગૃહાદિક અનાત્મ પદાર્થોના સંગથી રહિત, અને સર્વભૂત પ્રાણિમાત્રને વિષે શત્રુ ભાવથી રહિત, અર્થાત્ અપકારી પ્રાણીઓ ઉપર પણ જેનો દ્વેષ નથી એવો જે અધિકારી પુરૂષ છે, તે ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાન મેળવીને મોક્ષરૂપ મ્હને—પરમેશ્વરનેજ અભેદ રૂપે પ્રાપ્ત થાય છે. ૧૧.

મો નિમિત્ત કરમનિ કરે, સજે ભગતિ તજી ઓર;
બૈર ન કાહૂસે કરે, લહે સુ મોંમેં ઠોર. ૧૧

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफल त्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥
( श्रीभगवद्गीता अ० १२ श्लो० १२ )

શ્રેય જ્ઞાન અભ્યાસથી, તેથી ધ્યાનજ શ્રેય;
ત્યાગ કર્મફળ તેથિ પછિ, શાંતિ તેથિ કૌન્તેય.૧૨

શ્રવણ મનનરૂપ અભ્યાસથી જ્ઞાનજ શ્રેષ્ઠ છે; અને શ્રવણ મનથી ઉત્પન્ન થતા જ્ઞાનથી નિદિધ્યાસનરૂપ ધ્યાન સર્વ સાધનોથી શ્રેષ્ઠ છે; કેમકે આ ધ્યાન વ્યવધાનથી રહિત હોવાથી આત્મસાક્ષાત્કારનો હેતુ છે, એટલાજ માટે ધ્યાન સર્વ સાધનોથી ઉત્કૃષ્ટ છે. આ ધ્યાનથી પણ અજ્ઞાનિઓએ કરેલો કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; કેમકે ધ્યાનમાં મનનું નૈશ્ચલ્ય જોઇએ, જે અતિ દુર્લભ છે; તે કરતાં પણ વિપરીત પ્રત્યયનું નિવારણ વધારે દુષ્કર છે; વળી ધ્યાનને માટે નિત્ય નિરંતર એકજ પ્રયત્ન કરવાની જરૂર છે, જેથી તે અતિ દુર્ઘટ છે; જેથી યથાશક્તિ કરેલાં કર્મોના ફળનો પરિત્યાગ શ્રમ રહિત

હોવાથી તથા મોક્ષનું સાધન હોવાથી તે ધ્યાનથી શ્રેષ્ઠ છે. (સર્વ કર્મ ફળ ત્યાગ ધ્યાનથી પણ શ્રેષ્ઠ છે એ કથન કર્મોના ફલના ત્યાગની સ્તુતિને અર્થે, અને અજ્ઞાનિઓને સર્વ કર્મના ફળનો ત્યાગ કરાવવામાં રૂચિ કરાવવાને વાસ્તે છે.) નિગૃહીતચિત્તવાળા પુરૂષે કરેલા સર્વ કર્મના ફલના ત્યાગથી તે અધિકારી પુરૂષને ચિત્તશુદ્ધિદ્વારા, અજ્ઞાન સહિત સર્વ સંસારના ઉપશમરૂપ શાંતિ–મોક્ષ વ્યવધાન વિના પ્રાપ્ત થાય છે. (તાત્પય કે:–કર્મફળ ત્યાગ મોક્ષરૂપ શિખરે ચડવાની નિસરણીનો પાયો છે. બ્રહ્માર્પણ કરેલાં કર્મોમાં કામ ઉપજતો નથી, અને કામનો અનુદય એજ ચિત્તશુદ્ધિ, અને એ ચિત્તશુદ્ધિ થવાથી શ્રીગુરૂદ્વારા ઉપદેશ કરાયેલા મહાવાકયોના એકજ વારના ઉપદેશ વડે આત્મજ્ઞાન થાય છે; અને તે આત્મજ્ઞાનથી કાલાંતરની અપેક્ષા સિવાય શાંતિરૂપ મોક્ષ સધાય છે. આ પ્રમાણે કર્મફળ ત્યાગ

અતિ મૂઢ પુરૂષને પણ પોત પોતાના કર્મમાં પ્રવર્ત્તાવવાને માટે સ્તુત્ય છે.) ૧૨.

ગ્યાન ભલો અભ્યાસ તેં, તાસેં ધ્યાન વિશેખ;
ફલ ત્યાગ તાતેં ભલો, તાતેં શાંતિહિ લેખ. ૧૨

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्व क्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥१३॥**

( श्री भगवद्गीता अ० १३ श्लो० २ )

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ ઇમ જાણ;
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન. ૧૩.

વળી, હે બ્રહ્મવિદ્યામાં સર્વદા પ્રીતિવાળા અર્જુન! સર્વ શરીરરૂપ ક્ષેત્રો વિષે સ્થિત રહેલા ક્ષેત્રજ્ઞને તું મ્હારારૂપ-અદ્વિતીય પરમેશ્વર-રૂપજ જાણ. આવું દેહરૂપ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે તે જ્ઞાન છે, એમ મ્હારો પરમેશ્વરનો-અભિપ્રાય છે. ૧૩.

સરૂપ છેત્રજ્ઞ આતમા, બસત સબનકે દેહ;
યહી ગ્યાનકો જાનિ વો, મેરો મત હૈ યેહ. ૧૩.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥१४॥
( श्रीं भगवद्गीता अ० १४ श्लो० २६ )

ભજે છ મુજને જે વલી, દૃઢ ભક્તીયેં સાર;
ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર. ૧૪.

વળી જે અધિકારી પુરૂષ મ્હને—સર્વ પ્રાણિઓના હૃદયમાં રહેલા અંતર્યામી નારાયણ ઇશ્વરને—અવ્યભિચારી અનન્ય ભક્તિ યોગ-વડે સેવે છે—ચિન્તન કરે છે; તે મ્હારો ભક્ત એ પૂર્વોક્ત સત્ત્વાદિ ગુણોનું અતિક્રમણ—ઉલ્લંઘન—કરીને બ્રહ્મભાવને વાસ્તે સમર્થ થાય છે; અર્થાત્ મોક્ષને વાસ્તે યોગ્ય થાય છે. ૧૪.

મોકોં જો દૃઢ ભગતિસોં, સેવત ચિતકે ચાય;
સો તીનો ગુણ લંઘિ કે, રહે બ્રહ્મકો પાય. ૧૪.

निर्मानमोहा जितसङ्गदोषा—
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।

द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥१५॥
( श्री भगवद्गीता अ० १५ श्लो० ५ )

અમૂઢ ને દુઃખ સુખેજ મુક્ત,
અધ્યાત્મિ ને કામ થકી વિમુક્ત;
નિર્માન મોહી જિત સંગ જેઓ,
પામે અનાશી પદનેજ તેઓ. ૧૫.

અહંકારરૂપ માન, અને અવિવેકરૂપ મોહ, એ બન્નેથી નિવૃત્ત થયેલા; તથા હું કર્ત્તા ભોક્તા છું ઇત્યાદિ અભિમાનરૂપ સંગ, અને રાગદ્વેષાદિ દોષો, એ બન્નેને જીતનારા; તથા પરમાત્માના વાસ્તવિક સ્વરૂપના વિચાર વિષે નિરંતર તત્પર થયેલા; તથા વિષય ભોગરૂપ કામનાઓથી નિવૃત્ત થયેલા; અર્થાત્ વિવેક વૈરાગ્ય દ્વારા સર્વ કર્મનો પરિત્યાગ કરનારા; તથા સુખ દુઃખનાં હેતુ હોવાથી સુખદુઃખ નામવાળાં પ્રિય અપ્રિય, હર્ષવિષાદ, અને રાગદ્વેષાદિ દ્વન્દ્વોએ પરિત્યાગ કરેલા, અર્થાત સુખ દુઃખાદિ

નામવાળાં દ્વન્દ્વોથી મુક્ત થયેલા, તત્ત્વજ્ઞાની મહાપુરૂષો પૂર્વોક્ત તે અવ્યય-અવિનાશી અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મપદને પામે છે. ૧૫.

કામ સંગ અરૂ મોહ તજે, અધ્યાતમ રત હોય;
સુખ દુઃખ તજિ તાકો લહે, અબિનાસિ જો કોય.૧૫

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥१६॥**

(श्री भगवद्गीता अ० १६ श्लो० २३)

મૂકી શાસ્ત્ર વિધિ આચરે, કર્મ ઇચ્છાથી જેહ;
પામે નહિ સુખ સિદ્ધિ વલિ,
નહિ પરગતિ પણ તેહ. ૧૬.

વેદ અને વેદાનુકૂળ સ્મૃતિ પુરાણ ઇતિહાસ સૂત્રાદિરૂપ શાસ્ત્રની જે વિધિ છે, અર્થાત્ "આ કરવા યોગ્ય છે, આ કરવા યોગ્ય નથી," એ પ્રકારનાં શાસ્ત્રનાં વિધિ નિષેધરૂપ જે વચનો છે, તે શાસ્ત્રવિધિ છે; એવી શાસ્ત્રવિધિનો અશ્રદ્ધા વડે પરિત્યાગ કરીને જે મનુષ્ય માત્ર કામના વડે પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તે છે, તે

સ્વેચ્છાચારી પુરૂષ સિદ્ધિને–પુરૂષાર્થની યોગ્યતાને અર્થાત્ અન્તઃકરણની શુદ્ધિને પામતો નથી; વળી આલોકનાં સુખને પામતો નથી; તેમ સ્વર્ગરૂપ ઉત્કૃષ્ટ ગતિને, અથવા મોક્ષરૂપ ઉત્તમ ગતિને પણ પામતો નથી ૧૬.

શાસ્ત્રબિધિ છોડકે કરે, ક્રિયા કર્મ સબ કામ;
સિદ્ધિ લહે નહિ પરમગતિ, નહિ સુખમેં બિશ્રામ.૧

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्यैतत्तपो मानसमुच्यते ॥१७॥
( श्री भगवद्गीता अ० १७ श्लो० १६ )

મન નિર્મળ અક્રૂરતા, મૌન આત્મવશ સાર;
અકપટતા કહેવાય એ, માનસ તપ નિરધાર. ૧૭.

મનની પ્રસન્નતા, મુખ વગેરે પ્રસન્ન થઇ જવાં ઇત્યાદિ જેનું કાર્ય છે એવી અંતઃકરણની વૃત્તિરૂપ સૌમનસ્યપણું, વાણી ઇન્દ્રિયના સંયમના હેતભૂત મનનો સંયમ તે મૌન, મનની સર્વ વૃત્તિઓનો વિશેષે કરીને નિગ્રહ, અને

ફેર ઉત્પન્ન થાય નહિ તેમ કામ ક્રોધ મદ મોહ લોભ છલ કપટ આદિ મળોની નિવૃત્તિ રૂપ હૃદયની શુદ્ધિ, એ પ્રકારનું આ માનસ તપ કહેવાય છે. ૧૭.

મન પ્રસાદ જુ સૌમ્યતા, મૃદુ ઍિન્દ્રિ નિગ્રહુ મૌન;
ભાવ શુદ્ધ યો કહુત હૈં, માનસ તપકી તોન. ૧૭.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥१८॥
(श्री भगवद्गीता अ० १८ श्लो० ६६)

સર્વ ધર્મ ને મૂકીને, કર આશ્રય મુજ એક;
શોચ મ કર હું છોડવિશ, સર્વ પાપથી છેક.૧૮

પ્રયોજન રહિત–અસત્ વિષયરૂપ–અને જ્ઞાનનિષ્ઠાના પ્રતિબંધકપણા વડે અતિદુષ્ટ એવા સર્વ ધર્મોનો–કર્મોનો પરિત્યાગ કરીને, હે અર્જુન ! તું એક હું પરમેશ્વર રૂપ શરણને પ્રાપ્ત થા; અર્થાત્ હે અર્જુન ! તું એક સજાતીય વિજાતીય સ્વગત ભેદરહિત નિત્ય શુદ્ધ

બુદ્ધ સચ્ચિદાનંદ એક રસ પરિપૂર્ણરૂપ મ્હારૂં -પરંબ્રહ્મનું શરણ ગ્રહણ કર; એટલે "આ દૃશ્યમાન્ જગત્ અને હું સર્વ બ્રહ્મરૂપ છીએ, મ્હારાથી અન્ય બીજું કાંઇ નથી." એમ નિશ્ચય કર. એ પ્રકારે કરવાથી સ્વાત્માપણાવડે સર્વત્ર ઉપલક્ષ્યમાન્ છતો હું પરમાત્મા તને સર્વ પુણ્યપાપોથી અને તેનાં કાર્યરૂપ જન્મ જરા મૃત્યુ અને બંધનાદિકોથી મુકત કરીશ. આ કારણથી તું શોક કરીશ નહીં, અર્થાત્ આ યુદ્ધ વિષે પ્રવૃત્ત થતાં મ્હારો અર્જુનનો બંધુ વધાદિ નિમિત્તક પ્રત્યવાયથી કેવી રીતે નિસ્તાર થશે? એ પ્રકારનો શોક તું ન કરીશ. ૧૮.

સબ ધરમનકોં ત્યાગિકે, સો સરન તૂં આય;
દૂરી કરોં સબ પાપ હોં, શોક તજા યા ભાય.૧૮

गीतासारमिदं पुण्यं यः पठेत्सुसमाहितः ।
विष्णुलोकमवाप्नोति भयशोकविनाशनम् ॥१९॥

જે મનુષ્ય સારી રીતે એકાગ્ર ચિત્તવાળો થઇને, સંસારનાં જન્મ મરણાદિ ભય અને શોકને નાશ કરનાર અને અતિ પુણ્યરૂપ આ શ્રીભગવદ્ગીતાના સારનો પાઠ કરે છે, તે પુરૂષ શ્રીવિષ્ણુ ભગવાનના લોકને પામે છે.૧૯

**इति श्रीवेदव्यास विरचिता अष्टादशश्लोकी गीता सम्पूर्णा ॥**

**ॐ श्रीकृष्णार्पणमस्तु ॥**

**ॐ नमो भगवते वासुदेवाय ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**





# श्रीगोपिकागीतम् ॥

**सवैया ।**

जिहिं शेषकि सेजपै शैन कियो,<br>
पदकोमल कोमलती कमलाहीं ।<br>
करमें दर[1] चक्र सरोज[2] गदा,<br>
भृगुपाद[3] गरे स्रक्[4] अंगद[5] बाहीं ॥<br>
जिहिं पादको वारि[6] सुचारु विचार-<br>
धर्यो त्रिपुरारि सदा शिरमाहीं ।<br>
असरूप[7] जिसे उर भीतर है,<br>
भवभीत रहै कछु ता उर नाहीं ॥१॥

---

१ શંખ. २ કમળ. ૩ વક્ષઃસ્થળમાં ભૃગુલતા ચિહ્ન. ૪ વનમાળા. ૫ બાજુબંધ. ૬ ગંગાજળ. ૭ શેષશાયી ભગવાનનું રૂપ.

ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાના આત્મસ્વરૂપમાંજ સંતુષ્ટ, અને આત્મા વિષે રમણ કરવાવાળા, તથા સ્ત્રીઓના વિલાસમાં નહિ લલચાયેલા છતાં પણ, સ્ત્રીઓની દુરાત્મતાને અને કામી પુરૂષોની દીનતાને દેખાડવા સારૂં તે સ્ત્રીઓની સાથે રમતા હતા. ગોપીઓના મંડળમાંથી જે ગોપીકાને શ્રીકૃષ્ણ લેઇ ગયા હતા, તે સિવાયની બીજી ગોપિકાઓ નાશી ગયેલા ભગવાન્‌ના ચરણકમલનાં પડેલાં પગલાં વગેરે ચિહ્નોને પરસ્પર બતાવતી અને વિહ્વલ થયેલી વનમાં ફરતીઓ હતી. કામનાવાળી આ (ભગવાન્ લેઇ જતા રહ્યા હતા તે) સ્ત્રી મનમાં માનવા લાગી કે: "આ પ્રાણ પ્યારા શ્રીકૃષ્ણ સઘળી ગોપીઓમાંથી માત્ર મ્હનેજ ભજે છે, માટે હુંજ સર્વ સ્ત્રીઓમાં ઉત્કૃષ્ઠ છું." એમ મનમાં ફુલાતી વનના એક પ્રદેશમાં ગયા પછી ગર્વ પામેલી તે સ્ત્રી ભગવાનને કહેવા લાગી:-"હું હવે ચાલી

શકતી નથી, માટે જ્યાં ત્હમારૂં મન હોય ત્યાં મને ઉઠાવીને લેઇ જાઓ." ત્યારે શ્રીભગવાને કહ્યું કે:-"ત્હારાથી ન ચલાય તો મ્હારા ખભા ઉપર બેશ. પછી આ સ્ત્રી કાંધ ઉપર બેસવાને તૈયાર થતાં ભગવાન્ અંતર્ધાન થઇ ગયા. એટલે તો આ સ્ત્રી પોતાની મૂર્ખતાને સમજી પસ્તાવો કરતી બોલી:—"હે નાથ ! હે શ્યામ સુન્દર ! હે પ્યારા ! હે મહાબાહુ ! હાય હાય આપ ક્યાં છો ? હે સખા ક્યાં છો ? ક્યાં છો ? હે પ્રભો ! હું ત્હમારી આ કંગાલ દાસી છું તેને દર્શન આપો." આમ વિલાપ કરે છે એટલામાં ભગવાન્‌ના માર્ગને શોધતી શોધતી ચાલી આવતી પેલી સઘળી ગોપીઓએ પ્યારાના વિયોગથી મોહ પામી, દુઃખમાં ડુબી ગયેલી પોતાની સખીને દીઠી. ભગવાને પ્રથમ સન્માન કરી પછીથી સ્ત્રીની મૂર્ખતા જોઇ તિરસ્કાર કર્યો. એ સર્વ વૃત્તાંત તેના મુખદ્વારા શ્રવણ કરીને સર્વ ગોપીઓ અતિશય વિસ્મય પામી. ત્યારપછી

જ્યાંસુધી ચન્દ્રમાનું અજવાળું દેખાયું ત્યાં સુધી તેઓએ સખીને સાથમાં લેઇ વનમાં ભગવાનને શોધતી આગળજ ચાલી ગઇઓ; પરન્તુ વૃક્ષોની ઝાડીનું અંધારૂં આવ્યું જોઇને તે સ્ત્રીઓ પાછી વળી ગઇઓ. એ ગોપીઓ કે જેમનાં મન ભગવાનમાંજ લાગેલાં હતાં, પરસ્પર ભગવાન્ સંબંધીજ ભાષણ કરતી હતી; ભગવાનનીજ લીલાનું અનુકરણ કરતી હતી, અને ભગવદ્રૂપ થઇ ગઇ હતી, તથા શ્રીભગવાનનાજ ગુણો ગાતી હતી; તેઓને પોતાના ઘરબાર પુત્ર પ્રજાદિકનું સ્મરણજ નહોતું. ભગવાનનુંજ ધ્યાન કરતી તે સ્ત્રીઓ યમુનાજીને કાંઠે આવી "ભગવાન્ પાછા પધારશે" એવી આશા રાખી ભગવાનનું ગાયન કરવા લાગી. હવે ગોપિકાઓ ગાય છે:—

गोप्य ऊचुः ।

जयति तेऽधिकं जन्मना व्रजः—
श्रयत इन्दिरा शश्वदत्र हि ।

दयित दृश्यतां दिक्षु तावका-
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥

હે પ્યારા! તમારો જન્મ થવાથી આ વ્રજ વધારે ઉત્કૃર્ષવાળું થયું છે, અર્થાત્ અત્યંત શોભાયમાન લાગે છે; તથા આપના પ્રકટ થવાથીજ લક્ષ્મીજી અહીંઆં નિરંતર વાસ કરે છે, અને વ્રજને સદા શોભા આપી રહ્યાં છે. આ પ્રમાણે સઘળા વ્રજમાં આનંદ મંગળ વર્ત્તિ રહ્યો છે, છતાં હે પ્રભો! ત્હમારે વાસ્તેજ જેમણે પ્રાણ ધારણ કર્યા છે એવી આ ત્હમારી દાસીઓ-ગોપીઓ તમને ચારે બાજુએ શોધતી ફરે છે અને દુઃખી થાય છે, માટે આપ તેઓને દર્શન આપો. ૧.

शरदुदाशये साधुजातस-
त्सरसिजोदर श्रीमुषा दृशा।
सुरतनाथ तेऽशुल्कदासिका-
वरद निघ्नतो नेह किं वधः ॥२॥

હે સુરતનાથ-હે ઉત્તમ પ્રીતીના સ્વામી ! શરદ્ ઋતુના સરોવરમાં-જળાશયમાં સારી રીતે ઉત્પન્ન થયેલા પ્રફુલ્લિત શ્રેષ્ઠ કમળના ગર્ભની શોભાને હરિ લેનાર-ચોરી કરનાર ત્હમારી દૃષ્ટિથી, વિના પગારની-વિના મૂલ્યની અમો દાસીઓ છીએ, તેઓને ત્હમેં શા માટે મારો છો. શું ત્હમેં અમારો વધ નથી કરતા ? શસ્ત્રથી જે મારે છે તેજ વધ કહેવાય અને દૃષ્ટિથી જે વધ થાય તે શું વધ ન કહેવાય ? જરૂર કહેવાયજ. માટે હે મનોરથને પૂર્ણ કરનાર ! દૃષ્ટિથી હરિ લીધેલા અમારા પ્રાણને પાછા આપવા સારૂં શીઘ્ર અમોને દર્શન આપો. ૨.

विषजलाप्ययाद्व्यालराक्षसा-
दूर्षमारुताद्वैद्युतानलात् ।
वृषमयात्मजाद्विश्वतो भया-
हृषभ ते वयं रक्षिता मुहुः ॥३॥

હે લાલ! હે પ્રાણપતિ! જ્યારે ત્હમે, વિષવાળા જળવડે થયેલા મૃત્યુથી, અને વિકરાળ અઘાસુરથી અમને બચાવ્યાં—અમારી રક્ષા કરી; વળી ઇન્દ્રે મોકલેલી મહાઘોર વૃષ્ટિથી —વરસાદથી અને પવનથી તથા વિજળીઓની અગ્નિથી રક્ષા કરી; તેમજ વૃષાસુરથી અરિષ્ટાસુરથી, વ્યોમાસુરથી, અને બીજા પણ અનેક પ્રકારના ભયથી ત્હમે હમારી વારંવાર રક્ષા કરી છે; તો હવે હમણાં ત્હમે કેમ ઉપેક્ષા કરો છો? આપ કૃપા સાગર છતાં, કૃપા કરી બહુ પ્રકારના મૃત્યુ ભયથી રક્ષા કરીને હમણાં કામદેવને મોકલી દૃષ્ટિથી અમને શા માટે મારો છો?—૩.

न खलु गोपिकानन्दनो भवा-
नखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसाऽर्थितो विश्वगुप्तये-
सख उदेयिवान् सात्वतां कुले ॥४॥

હે સખા–મિત્ર ! નિશ્ચય સમજાય છે કેઃ– ત્હમે કાંઇ યશોદાના પુત્ર નથી; ( કેમકે જો યશોદાના પુત્ર હોત તો " मापर पूत पितापर घोडा । बहुत नहिं तो थोडा थोडा ।" એ વચનાનુસાર કંઇક તો પોતાની જાતિનો પક્ષ આવત; પણ ત્હમે તો સર્વ દેહધારી પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી–દૃષ્ટા–ઇશ્વર છો. જગત્‌ના રક્ષણને વાસ્તે બ્રહ્માની પ્રાર્થનાથી આપ યાદવોના કુળમાં અવતર્યા છો. આપ જ્યારે જગત્‌ના પાલનને અર્થે પ્રકટ થયેલા છો, તો આપના ભક્ત જનોની સર્વથા ઉપેક્ષા કરવી એ આપને અત્યંત અયોગ્ય છે. કદાચ જ્યારે બ્રહ્માજીએ આપને જગત્‌ની રક્ષા કરવાને પ્રાર્થના કરી હશે. ત્યારે આપે એમ કહી દીધું હશે કેઃ–" સર્વની તો રક્ષા કરીશું પણ ગોપીઓને તો વિના અગ્નિએ અંતરમાં બાળી બાળીને ભસ્મ કરી નાંખીશું. " તે બ્રહ્મા તો બ્રાહ્મણ હતા, જેથી તેમણે તો આવો અધર્મ શું

બતાવ્યો હશે ? ના. કદાપિ પણ આવા અધર્મમાં સંમત્તિ આપેજ નહિં. આ તો ત્હમે કપટી જ આવું હ્રૃદય ભેદક અનુચિત કર્મ કરી રહ્યા છો. ૪.

**विरचिताभयं वृष्णिधुर्य ते-**
**चरणमीयुषां संसृतेर्भयात् ।**
**करसरोरुहं कान्त कामदं-**
**शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥**

હે કાન્ત ! કોઇ શત ગુણોત્તરોત્તર સુખની જેમના વિષે પરિ સમાપ્તિ છે એવા હે પરબ્રહ્મ ! અથવા હે પ્રિય સ્વરૂપ—અત્યંત સુંદર સ્વરૂપ-વાળા ! હે યાદવોમાં શ્રેષ્ઠ ! સંસારના જન્મ મરણાદિકના ભયથી ત્હમારે શરણે આવેલા-ઓને અભય આપનાર, અને મન કામના-ઓને પૂર્ણ કરનાર, તથા લક્ષ્મીજીનો હાથ ઝાલનાર જે આપનું હસ્ત કમળ છે; તે અ-મારા મસ્તક ઉપર ધરો. ૫.

व्रजजनार्त्तिहन्वीर योषितां-
निजजनस्मयध्वंसनस्मित ।
भज सखे भवत्किङ्करीः स्म नो-
जलरुहाननं चारु दर्शय ॥६॥

હે વ્રજ વાસિઓના દુ:ખને હરનાર ! હે વીર ! હે પોતાના ભકતોના ગર્વને મંદ મંદ હાસ્યથી નાશ કરનાર ! હે મિત્ર ! અમો કે જેઓ તમારી દાસીઓ છીએ તેઓને ત્હમે ભજો-સ્મરણ કરો. હે પ્રભો ! પ્રથમ તો અમો સ્ત્રી લોકોને ત્હમારૂં સુંદર મુખ કમળ દેખાડો. ૬.

प्रणतदेहिनां पापकर्शनं-
तृणचरानुगं श्रीनिकेतनम् ।
फणिफणार्पितं ते पदाम्बुजं-
कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥७॥

હે ભગવાન્ ! નમનાર દેહધારી જીવોના પાપોને નાશ કરનાર, ઘાસ ચારનાર ગાય વાછરડાં આદિ પશુઓની પાછળ પાછળ

ચાલનાર, શોભાના સ્થાનરૂપ અથવા સૌભાગ્યને લીધે લક્ષ્મીના સ્થાનકરૂપ, અને કાલિય નાગની ફેણો ઉપર નૃત્ય કરનારૂં જે આપનું ચરણ કમલ છે; તેને કૃપા કરીને અમારા સ્તનો ઉપર ધરો, અને કામજ્વરની વ્યથાને દૂર કરો. ૭.

(ઉપરનો સાતમો શ્લોક વાંચતાં તત્કાલજ શંકા થશે કેઃ—સ્ત્રીઓના સ્તનોને પુરૂષના હાથથી સ્પર્શ થતાં સ્ત્રીઓને સુખ થાય છે; કંઇ પુરૂષના ચરણ સ્પર્શથી સુખ થતું નથી; અને તે ચરણાદિકનો સ્પર્શ કરાવવો તે પણ ધર્મ શાસ્ત્રથી વિરૂદ્ધ છે—પાપાચરણરૂપ છે; છતાં ગોપીકાઓએ શ્રીકૃષ્ણના ચરણ પોતાના સ્તનો પર સ્પર્શ કરાવવાની યાચના શા માટે કરી હશે ? કદાચ કોઇ એમ કહેશે કેઃ—ગોપીઓ પ્રેમમાં આતુર હતી, તેથી તેમને ચરણોનું અને હાથનું સ્મરણ ન રહ્યું; અને ધર્મ શાસ્ત્રથી વિરૂદ્ધ પાપાચરણ થાય છે તેનું

પણ ભાન ન રહ્યું; જેથી માત્ર ચરણ કમળની યાચના કરી હશે. આ ઉત્તર પણ યથાર્થ ન કહેવાય; કેમકે જો ગોપીઓ પ્રેમમાં વિહ્વલ થવાથી બોલવાનું ભાન રહ્યું નહિં, તેથીજ કેવળ ચરણ કમલોની યાચના કરી, તો શ્રી કૃષ્ણના આખા શરીરમાંથી કોઈ બીજા અંગની કેમ યાચના ન કરી? એકલા ચરણનીજ યાચના કેમ કરી? આવી શંકા ઉદ્ભવ થશે.

આ ઉત્પન્ન થયેલી શંકાનું **સમાધાન** એ છે કેઃ—ગોપીઓએ સાંભળ્યું હતું તેમ પ્રત્યક્ષ દીઠું પણ હતું કેઃ—શ્રીકૃષ્ણના ચરણોના સ્પર્શથી કાલિય નાગનું વિષ નષ્ટ થઇ ગયું હતું, અને કાલિય નાગ નિર્વિષ ( ઝેર—વિષ વિનાનો ) થયો હતો; તેથી ગોપીઓએ વિચાર્યું કેઃ— જો અમારા સર્વના સ્તનો પર શ્રીકૃષ્ણના ચરણોનો સ્પર્શ થાય, તો અમો સર્વ સ્ત્રીઓનો કામદેવ નાશ પામે; કેમકે કાલિય નાગથી કામદેવ બહુ મ્હોટો નથી. જેથી શ્રીકૃષ્ણના ચરણ-

સ્પર્શથી હુમારો સર્વનો કામદેવ નાશ પામ-વાથી અમારૂં સર્વ સ્ત્રીઓનું સંસાર બંધન અત્યંત વિનાશને પામશે. એટલે અમે સર્વે અખંડાનંદ સુખની ભોક્તા થઈશું આવા હેતુથી ગોપીઓએ શ્રીકૃષ્ણના ચરણકમલો પોતાના પયોધરો ઉપર ધારણ કરાવવાની પ્રાર્થના કરી હતી; કંઈ વિષયવાસનાથી યા-ચના કરી નહોતી; કેમકે ગોપીઓ તો વેદોની ઋચાઓ હતી, અને તેમણેજ ગોપ સ્ત્રીઓનું રૂપ ધારણ કરેલું હતું; જેથી તેમનામાં વિષય-વાસના સંભવેજ નહિ.

**मधुरया गिरा वल्गुवाक्यया–**
**बुधमनोज्ञया पुष्करेक्षण ।**
**विधिकरीरिमा वीर मुह्यती–**
**रधरसीधुनाप्याययस्व नः ॥८॥**

હે કમળ પત્રના સમાન નેત્રવાળા! હે વીર! સુંદર વાક્યો વાળી, અને વિદ્વાન્ પુરૂ-

પોના મનને પણ પ્રીય લાગે એવી, આપની અતિ ગંભીર મધુર વાણીથી મોહ પામેલી આ અમો દાસીઓને અધરામૃત પાઇને જીવતદાન આપો—અમને જીવાડો. ૮.

**तव कथामृतं तप्त जीवनं—**
**कविभिरीडितं कल्मषापहम् ।**
**श्रवणमङ्गलं श्रीमदाततं—**
**भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥९॥**

હે દીનાનાથ ! આપના વિરહથી અમારા પ્રાણ આ અમારાં શરીરમાંથી બહાર નીકળવાને તૈયાર થઈ ગયા હતા, અર્થાત્ અમારૂં મૃત્યુંજ આવ્યું હતું; પરંતુ ત્હમારી કથા રૂપ અમૃતનું પાન કરનારા સુકૃતિ જનોએ (ઉત્તમ સત્કર્મ કરનાર લોકોએ) અમોને આપની કથારૂપ અમૃતનું પાન કરાવી તે મૃત્યુના ભયથી બચાવ્યા હતા. તમારી કથા વાસ્તવિક રીતે અમૃત છે, કેમકે તે કથા સંસારના તા-

પથી તપેલા જીવોને જીવાડનાર છે. બ્રહ્મવે-
ત્તાઓ પણ એજ કથામૃતનું સ્તવન કરે છે,
અને દેવોને પાન કરવાના અમૃતને તુચ્છ ગણે
છે. આવું કથામૃત પાપોને દૂર કરનારૂં છે,
અને શ્રવણ માત્ર વડેજ કલ્યાણકારી છે, તથા
શાંત છે—અનેક પ્રકારની શોભા વડે વ્યાપ્ત
છે. ( દેવતાઓનું અમૃત તો કામ કર્મોની વૃદ્ધિ
કરનારૂં, પરિશ્રમાદિ કષ્ટ સાધ્ય યજ્ઞાદિક કર્મ
કરવાથી પ્રાપ્ત થનારૂં અને માદક છે. જેથી
આપની કથારૂપ અમૃતથી દેવતાઓનું અમૃત
ઉતરતું છે. ) આવા સર્વોત્તમ તમારા કથા-
મૃતને પૃથ્વી ઉપર જે પુરૂષો વિસ્તારથી કથન
કરે છે—વર્ણવે છે; તે પુરૂષો બહુજ દાતાર
છે; અર્થાત્ જીવન આપનારા ગણાય છે. આ
પ્રમાણે જ્યારે તમારી કથા દેવતાઓના અમૃ-
તથી અધિક છે, અને તે કથામૃતના પાન
કરાવનાર વક્તા પુરૂષ ધન્યવાદ આપવાને
યોગ્ય છે; ત્યારે તો આપનાં દર્શન, અને

આપનાં દર્શન કરનારો મનુષ્ય સર્વોત્તમ હોય એમાં તો કહેવુંજ શું ? જેથી અમો માગીએ છીએ કે: હે પ્રભો ! હવે અમને દયા કરીને દર્શન આપો. ૯.

प्रहसितं प्रियं प्रेमवीक्षणं—
विहरणं च ते ध्यानमङ्गलम् ॥
रहसि संविदो या हृदिस्पृशः—
कुहक नो मनः क्षोभयन्ति हि ॥१०॥

હે પ્રિય ! હે કપટી ! ત્હમારૂં વિશેષ કરીને મંદ મંદ હાસ્યપૂર્વક હસવું, પ્રેમપૂર્વક જોવું, અને ધ્યાનમાં મંગળરૂપ–સુખ આપનારો ત્હમારો વિહાર, તથા હૃદયમાં સ્પર્શ કરવા વાળી જે એકાંતની વાતો, એ સર્વ નિશ્ચય અમારા મનને ક્ષોભ પમાડે છે. જોકે આપની કથાનું શ્રવણ સુખદાયી છે, તો પણ અમારૂં મન શાંતિ પામતું નથી, માટે દર્શન આપો. ૧૦.

चलसि यद्व्रजाच्चारयन्पशू-
न्नलिनसुन्दरं नाथ ते पदम् ।
शिलतृणाङ्कुरैः सीदतीति नः-
कलिलतां मनः कान्त गच्छति ॥११॥

હે નાથ ! જ્યારે ગાય વાછરડાં આદિ પશુઓને ચારવાને માટે વ્રજમાંથી તમો જંગલમાં પધારો છો, ત્યારે કમળના સમાન સુંદર તમારા સુકોમળ ચરણો, પથ્થર કાંકરીઓ ખડ અને ઘાસના અંકુરોથી કષ્ટ પામતા હશે; એમ જાણી હે કાન્ત ! અમારૂં મન અસ્વસ્થ-ચંચળ થઇ જાય છે. તો આ પ્રમાણે ત્હમારા ઉપર અતિશય પ્રેમ રાખનારી આ દાસીઓપર આપ દયા નહિં કરતાં અમારી સાથે શા માટે કપટ ભાવથી રમો છો ? ૧૧.

दिनपरिक्षये नीलकुंतलै-
र्वनरुहाननं बिभ्रदावृतम् ।

घनरजस्वलं दर्शयन्मुहु-

मनसि नः स्मरं वीर यच्छसि ॥१२॥

સૂર્ય અસ્ત થતા સમયે—સંધ્યાકાળે શ્યામ કેશથી ઢંકાયેલા, અને ગાયોની રજ—ધૂળી ઉડવાથી ધૂસરિત—ભૂખરા રંગવાળું થયેલા, એવા કમળ સરખા મુખને ધારણ કરી વારંવાર અમને દેખાડતા થકા, હે વીર ! અમારા મનમાં કામદેવને ઉત્પન્ન કરો છો. પરંતુ સંગ આપતા નથી; એજ તમારૂં કપટીપણું છે. ૧૨.

प्रणतकामदं पद्मजार्चितं-

धरणिमण्डनं ध्येयमापदि ।

चरणपङ्कजं शंतमं च ते-

रमण नः स्तनेष्वर्पयाऽऽधिहन् ॥१३॥

હે મનની પીડાઓને નાશ કરનાર ! હે પ્રિય ! એટલા માટે હવે કપટ મૂકી દેઇને આપનું ચરણ કમળ કે જે પ્રણામ—નમસ્કાર કરનાર જીવોની મનકામનાને પૂર્ણ કરનાર,

બ્રહ્માજીએ અર્ચન-પૂજન કરેલું, પૃથ્વીને શોભાયમાન કરનાર, આપત્તિમાં-કષ્ટના સમયમાં ધ્યાન કરવાથી દુઃખને દૂર કરનાર, અને સેવા સમયમાં પરમસુખરૂપ છે; તે ચરણારવિન્દને અમારા કામજ્વરની આત્યંતિક શાંતિને અર્થે અમારા સ્તનો પર ધરો; જેથી અમારો દુઃખપ્રદ કામદેવ નાશ પામતાં અમો બ્રહ્માનંદનું સુખ ભોગવીએ. ૧૩.

सुरतवर्धनं शोकनाशनं-
स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां-
वितर वीर नस्तेऽधरामृतम् ॥१४॥

હે વીર ! કામની વૃદ્ધિ કરનાર, શોકને નાશ કરનાર, ઉત્તમ સ્વરવાળા વેણુએ રૂડે પ્રકારે ચુંબન કરેલું-ચૂસેલું, અને મનુષ્યોને બીજાં ધન પુત્રાદિક ચક્રવર્ત્તિ રાજ્ય પર્યન્તનાં સુખોને વિસ્મરણ કરાવનાર, એવું પરમ

સુખદાયક આપનું અધરામૃત છે, તે અમારા રોગની શાંતિને અર્થે આપો. ૧૪.

अटति यद्भवानह्नि काननं-
त्रुटिर्युगायते त्वामपश्यताम् ।
कुटिलकुन्तलं श्रीमुखं च ते-
जड उदीक्षतां पक्ष्मकृद्दृशाम् ॥१५॥

હે નાથ! જ્યારે ત્હમે દિવસના સમયમાં વનમાં જાઓ છો-ફરો છો, ત્યારે ત્હમને નહિં દેખવાથી અમોને ત્રુટિ-અર્ધોક્ષણ-બહુ જ અલ્પકાલ-પણ યુગ સમાન મ્હોટો થઈ પડે છે; તેને વ્યતીત કરતાં મહાદુઃખ થાય છે. ( આ તો આપનાં દર્શન નહિ થતાં થયેલું દુઃખ કહ્યું. ) વળી સાયંકાળે વાંકા કેશવાળું આપનું સુંદર-પ્રસન્ન મુખ કમળ જ્યારે જોઇએ છીએ, ત્યારે અમારી ચક્ષુની પાંપણો આડી આવતાં તેટલો દર્શનનો પ્રતિબંધ પણ સહન નહિ કરી શકાયાથી તે પાંપણોનો કર્त्ता

બ્રહ્મા મૂર્ખ છે, એમ બ્રહ્માજી ઉપર અમને દ્વેષ આવે છે. ( આ આપનાં દર્શન થતાં છતાં પણ નેત્રની પાંપણોની પલક પડવાથી આપના દર્શનમાં થતું સ્વલ્પ પ્રતિબંધરૂપ દુઃખ કહ્યું. ) વળી ૭ વર્ષની અમારી નણંદ જ્યારે પોતાની માતા પાસે જઇ કહે છે કેઃ—" મા ! જો તો ખરી, ભાભી પેલા નંદના કુંવરને જોવા ગઇ છે; " ત્યારે સાસુજી બહુ ત્રાસ આપે છે. વળી બીજું દુઃખ એ છે કેઃ—બ્રહ્માજી મ્હોટો વેરી થઈ પડયો છે; કેમકે પોતાને તો આઠ આંખો બનાવી, અને અમોને તો બબ્બે નેત્રો આપ્યાં, અને તેની ઉપર પણ પાંપણો ચોટાડી પડદો કર્યો, જુઓ ! કેટલો બધો દ્વેષ !! આમ ત્હમારૂં દર્શન અર્ધા ક્ષણ પણ નહિં મળતાં મહાદુઃખ થાય છે; તેથી સર્વના સંગનો પરિત્યાગ કરીને સંન્યાસિઓની પેઠે અમો ત્હમારી પાસે આવેલીઓ છીએ; છતાં ત્હમે અમારો ત્યાગ કરવાનું મન કેમ કરો છો ? ૧૫.

पतिसुतान्वयभ्रातृबान्धवा-

नतिविलंघ्य तेऽत्यच्युतागताः ।

गतिविदस्तवोद्गीतमोहिताः-

कितव योषितः कस्त्यजेन्निशि ॥१६॥

હે અચ્યુત ! પોતાના પતિ, પુત્રો, તથા વંશમાં ઉત્પન્ન થયેલા સંબંધિઓ, ભાઇઓ, અને બાંધવોને ત્યાગીને, તેમની લાજ શરમ મૂકીને, તમારા ગાયનથી મોહ પામેલીઓ અમો સર્વે સ્રીઓ, અમારા આવવાના કારણને જાણનારા આપની પાસે આવેલીઓ છીએ. તે સ્રીઓને હે કપટિ ! રાત્રિના સમયમાં ત્હમારા વિના બીજો કોણ ત્યાગ કરે ? ૧૬.

रहसि संविदं हृच्छयोदयं-

प्रहसिताननं प्रेमवीक्षणम् ।

बृहदुरः श्रियो वीक्ष्य धाम ते-

मुहुरतिस्पृहा मुह्यते मनः ॥१७॥

હે અંતર્યામિન્! હૃદયમાં કામદેવને ઉદય કરનાર એકાંતનો સંકેત દેખીને, તથા આપનું હસતું મુખ, પ્રેમપૂર્વક જોવું, અને લક્ષ્મીના સ્થાનકરૂપ મ્હોટું વક્ષઃસ્થળ જોઇને તમોને નિરખવાની–મળવાની અમોને અતિશય ઇચ્છા થાય છે, અને મન વારંવાર મોહ પામે છે. ૧૭

व्रजवनौकसां व्यक्तिरङ्ग ते–
वृजिनहंत्र्यलं विश्वमङ्गलम् ।
त्यज मनाक्च नस्त्वत्स्पृहात्मनां–
स्वजनहृद्रुजां यन्निषूदनम् ॥१८॥

હે અંગ! અર્થાત્ હે શ્રીકૃષ્ણ! ત્હમારી વ્યક્તિ અર્થાત્ તમારૂં પ્રગટ થવું–ત્હમારૂં દર્શન, વનવાસિઓના અને વ્રજવાસિઓના દુઃખને નાશ કરનાર, અને વિશેષે કરીને જગત્ના મંગળરૂપ છે; જેથી તમારા દર્શન વિના આપના દર્શનની કામનાથી વ્યાકુળ થયેલીઓ અમોને, પોતાના ભક્તજનોના હૃદ-

યના રોગોને–પીડાઓને નાશ કરનાર જે શુભ ઔષધ છે, તે થોડુંક આપો; કૃપણતા કરશો નહિં. અમે જાણીએ છીએ કે: એ ઔષધિને ત્હમેજ જાણો છો. ૧૮.

यत्ते सुजात चरणाम्बुरुहं स्तनेषु–
भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ।
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित्–
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः॥१९॥

હે પ્રિયતમ શ્રીકૃષ્ણ ! આપના સુકોમળ ચરણ કમલોને અમારા કઠણ પથ્થર જેવા સ્તનો લાગવાથી કદાચ આપના સુંવાળા ચરણોમાં ખાડા–ઘા પડી કષ્ટ ન થઇ જાય એમ વિચારીને, ત્હમારાં જે સુકોમળ ચરણારવિન્દને અમો અમારા કઠણ સ્તનો ઉપર બીતી બીતીઓ ધીરે ધીરે ધારણ કરીએ છીએ; તે ચરણ કમળોથી ત્હમે તો વન વગડામાં ફરો છો, તો શું એ સુકોમળ ચરણોમાં ઝીણી કાંકરીઓ કાંટા આદિ લાગવાથી વ્યથા

–પીડા નહિ થતી હોય? એવી રીતે જ્યારે અમો વિચાર કરીએ છીએ ત્યારે, અમે કે જેઓ ત્હમનેજ જીવન ધન માનવાવાળીઓ છીએ તેઓની બુદ્ધિ ભ્રમણ કરે છે–મુંઝાય છે–મોહિત થઇ જાય છે. હે મનોરથ પૂર્ણ કરવાવાળા શ્રીકૃષ્ણ! હવે તો જરા દયા લાવી ને દર્શન આપો; તેમ નહિં તો આપના મુખારવિંદથી ઉંચે સ્વરે એટલું તો કહી દ્યો કે:–અરે ગોપિઓ! ત્હમે ક્યાં છો? હું તો આ લતાઓથી વિંટાએલા ગુફા જેવા વૃક્ષ નીચે સુખપૂર્વક બેઠો છું. ૧૯.

इति श्रीमद्भागवते महापुराणे दशम स्कन्धे पूर्वार्धे गोपीकृत श्रीकृष्णस्तुतिर्नाम ( गोपीकागीतंनाम ) एकत्रिंशोऽध्यायः ॥

ॐ श्रीकृष्णार्पणमस्तु ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



ॐ बालगोपालाय नमः ॥

अथ—

# श्रीगोपालस्तवराजस्तोत्रम् ॥

ॐ अस्य श्रीगोपालस्तवराजस्तोत्रमंत्रस्य श्रीनारद ऋषिः । अनुष्टुप् छन्दः । श्रीकृष्णः परमात्मा देवता । श्रीकृष्णप्रीत्यर्थे जपे विनियोगः ॥

ૐ આ શ્રીગોપાલ સ્તવરાજ સ્તોત્રરૂપ મંત્રના ઋષિ નારદજી છે, અને છંદ અનુષ્ટુપ્ છે; તથા દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની પ્રીતિ–પ્રસન્નતાને અર્થે આ સ્તોત્રનો જપમાં વિનિયોગ છે–વિશેષ ઉપયોગ છે.

**अथ ध्यानम् ॥ ( मालिनी वृत्तम् )**

**सजलजलदनीलं दर्शितोदारशीलम् ।**
**करतलधृतशैलं वेणुवाद्यैरसालम् ॥**
**व्रजजनकुलपालं कामिनीकेलिलोलम् ।**
**तरुणतुलसिमालं नौमि गोपालबालम् ॥१॥**

જળયુક્ત મેઘના સમાન નીલ-શ્યામ સુન્દર વર્ણવાળા, અને ભક્ત જનોના ઉપર નિરંતર ઉદાર સ્વભાવ દર્શાવનાર, તથા હાથ ઉપર ગોવર્ધન પર્વતને ધારણ કરનાર, તથા મુખ ઉપરની મુરલીના મધુર નાદથી પ્રિય લાગતા એવા, અને વ્રજવાસી જનોના સમૂહને પાલન કરનાર, તથા ગોપિકાઓની સાથે આનંદ ક્રીડા કરવામાં ચપલ, અને તરૂણ-નવીનતાજી તુલસીની માલા ધારણ કરનાર એવા બાલગોપાલ શ્રીકૃષ્ણચંદ્રજી ને હું નમસ્કાર કરૂં છું. ૧.

**श्री नारद उवाच ।**

**नवीननीरदश्यामं नीलेन्दीवरलोचनम् ।**
**बल्लवीनन्दनं वन्दे कृष्णं गोपालरूपिणम् ॥१॥**

શ્રીનારદ બોલ્યાઃ—નૂતન (નવીન) મેઘોના સમાન શ્યામ વર્ણવાળા, નીલકમલની સદૃશ સુંદર નેત્રવાળા, તથા ગોપિકાઓને આનંદ આપનાર એવા ગોપાળરૂપ શ્રીકૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૧.

**स्फुरद्बर्हिदलोद्बद्ध नीलकुञ्चितमूर्धजम् ।**
**कदम्बकुसुमोद्बद्ध वनमालाविभूषितम् ॥२॥**

જેમના કેશપાશ પ્રકાશમાન મોરપીંછથી બાંધેલા નીલ વર્ણના અને આંકડીઆ ઘૂંઘરવાળા છે; તથા જેમના સુન્દર શરીર પર કદંબના પુષ્પોથી ગુંથેલી વનમાલા વિભૂષિત છે —અલંકૃત છે, એવા શ્રીકૃષ્ણચંદ્રજીને હું પ્રણામ કરૂં છું. ૨.

**गण्डमण्डलसंसर्गिचलत्काञ्चनकुण्डलम् ।**
**स्थूलमुक्ताफलोदारहारद्योतित वक्षसम् ॥३॥**

જેમના કપોલોની ઉપર-ગાલોની પર-સુંદર સુવર્ણનાં કુંડલો લટકી રહ્યાં છે; તથા જેમના વિશાલ વક્ષઃસ્થલમાં સુન્દર મોટાં મોતીયોની માલાઓ શોભા આપી રહી છે; એવા શ્રીકૃષ્ણ પરમાત્માને હું નમન કરૂં છું. ૩.

**हेमाङ्गदतुलाकोटि किरीटोज्ज्वल विग्रहम् ।**
**मन्दमारुतसंक्षोभचलिताम्बर सञ्चयम् ॥४॥**

જેમના બન્ને હાથો પર સુવર્ણ નિર્મિત બાજુબંધની બે કોટીઓ શોભી રહી છે; અને બન્ને બાજુએ સુન્દર સુવર્ણમય બે તોરા લટકી રહ્યા છે; એવા રમણિય કિરીટ-મુકુટથી જેમનું મસ્તકરૂપ ઉત્તમ અંગ શોભાને પ્રાપ્ત થઇ રહ્યું છે; તથા મંદ મંદ પવનથી જેમનું પીતામ્બર ઉડી રહેલું છે, એવી મનોહર મૂર્તિ-

વાળા ગોપાલરૂપ શ્રી કૃષ્ણને હું નમસ્કાર કરૂં છું. ૪.

**रुचिरौष्ठपुटन्यस्तवंशीमधुरानिःस्वनैः ।**
**लसद्गोपालिकाचेतो मोहयन्तं मुहुर्मुहुः ॥५॥**

વળી પોતાના સુશોભિત ઓષ્ઠ (હોઠ) ઉપર ધારણ કરેલી મુરલીના મધુર મધુર નાદ તાનથી વારંવાર સુન્દર ગોપીકાઓના ચિત્તને મોહ પમાડનાર શ્રીકૃષ્ણચંદ્રને હું પ્રણામ કરૂં છું. ૫.

**बल्लवीवदनाम्भोजमधुपानमधुव्रतम् ।**
**क्षोभयन्तं मनस्तासां सस्मेरापाङ्गवीक्षणैः ॥६॥**

ગોવાલનિયોના મુખ કમળના મધુર રસનું પાન કરનારા; અને મંદ મંદ હાસ્ય કરી તિર્છી–ટેઢી–આંકી–આંખથી જોવા વડે કરીને તે ગોપિકાઓના મનને ક્ષોભયુક્ત કરનાર એવા ગોપાળરૂપ શ્રીકૃષ્ણને હું નમું છું. ૬.

**यौवनाद्भिन्नदेहाभिः संसक्ताभिः परस्परम् ।**
**विचित्राम्बर भूषाभिर्गोपनारीभिरावृतम् ॥७॥**

વળી પરસ્પર પ્રેમથી આસક્ત થયેલી; અને યૌવન અવસ્થાથી ભિન્ન ભિન્ન દેહવાળી, તથા વિચિત્ર વસ્ત્ર અલંકાર–આભૂષણોથી મનોહર વેષવાળી ગોપનારીઓથી વિંટાએલા એવા શ્રી કૃષ્ણને હું નમન કરૂં છું. ૭.

**प्रभिन्नाञ्जन कालिन्दी जलकेलिकलोत्सुकम् ।**
**योधयन्तं क्वचिद्गोपान् व्याहरन्तं गवां गणम् ॥८॥**

અતિશ્યામ વર્ણવાળી શ્રીયમુના નદીના જળમાં અત્યંત અનુરાગથી ક્રીડા કરવાવાળા, અને કોઈ કોઇ વખત ગોપોની પ્રત્યે પ્રેમથી યુદ્ધ કરતાં પ્રહાર કરવાવાળા, તથા કોઇ કોઈ વખત ગાયોના સમૂહને પ્રેમથી બોલાવનારા, એવા શ્રીગોપાળરૂપ કૃષ્ણભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૮.

**कालिन्दीजल संसर्गि शीतलानिलसेविते ।**
**कदम्बपादपच्छाये स्थितं वृन्दावने क्वचित् ।९॥**

કોઇ વખત વૃન્દાવનમાં શ્રીયમુનાજીના

જળના સંસર્ગ-સ્પર્શથી શીતળ થયેલા વાયુને સેવન કરતા કદંબના વૃક્ષની નીચે છાયામાં સુખપૂર્વક સ્થિત થયેલા એવા ગોપાળરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માને હું નમું છું. ૯.

**रत्नभूधरसंलग्नरत्नासनपरिग्रहम् ।**

**कल्पपादपमध्यस्थहेममण्डपिकागतम् ॥१०॥**

પૃથ્વીએ ધારણ કરેલા રત્નોથી જડેલા રત્નમય આસનને ગ્રહણ કરનાર, અને કલ્પવૃક્ષની તળે સુવર્ણથી રચેલા મંડપમાં-મંદિરમાં-બિરાજમાન, એવા ગોપાળરૂપ શ્રી કૃષ્ણચંદ્રને હું પ્રણામ કરૂં છું. ૧૦.

**वसन्त कुसुमामोद सुरभीकृत दिङ्मुखे ।**

**गोवर्धनगिरौ रम्ये स्थितं रासरसोत्सुकम् ॥११॥**

વસંત ઋતુના પુષ્પોની સુગંધીથી સર્વ દિશાઓને સુવાસિત કરનાર ગોવર્ધન પર્વત ઉપર સ્થિતિ કરી રહેવાવાળા, અને રાસલીલાના ઉત્સાહી, એવા શ્રીકૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૧૧.

सव्यहस्त तलन्यस्त गिरिवर्य्यातपत्रकम् ।
खण्डिताखण्डलोन्मुक्तमुक्तासार घनाघनम् ॥१२॥

વળી જમણા હાથની હથેલી ઉપર ગોવર્ધનરૂપ આતપત્ર—છત્રી—ધારણકરનાર, અને સહસ્રાક્ષ ઇન્દ્રના માનને નાશ કરનાર અતિ ઘનશ્યામરૂપ, એવા બાળગોપાલરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માને હું પ્રણામ કરૂં છું. ૧૨.

वेणुवाद्यमहोल्लासकृत हुंकारनिःस्वनैः ।
सवत्सैरुन्मुखैः शश्वद्गोकुलैरभिवीक्षितम् ॥१३॥

તથા વેણુવાદ્યના મધુર નાદને શ્રવણ કરીને હુંકારરૂપ શબ્દ કરતી અને સન્મુખ આવતી વાછરડાં સહિત ગાયોના સમુદાયવડે નિરંતર અવલોકન કરેલા, એવા શ્રીકૃષ્ણચંદ્રને હું નમન કરૂં છુ. ૧૩.

कृष्णमेवानु गायद्भिस्तच्चेष्टावशवर्त्तिभिः ।
दण्डपाशोद्यतकरै र्गोपालैरुपशोभितम् ॥१४॥

શ્રીકૃષ્ણનું ગાન-ભજન-સ્તવન કરનારા, અને શ્રીકૃષ્ણનીજ ચેષ્ટાને આધીન વર્ત્તનારા અર્થાત્ શ્રીકૃષ્ણના ધ્યાનમાં મગ્ન થઇ તન્મય થઇ ગયેલા, તથા હાથમાં દંડપાશને ધારણ કરનારા ગોપાલોએ કરીને સુશોભિત, એવા શ્રીકૃષ્ણચંદ્રને હું નમું છું. ૧૪.

नारदाद्यैर्मुनिश्रेष्ठैर्वेदवेदाङ्गपारगैः ।
प्रीति सुस्निग्धया वाचा स्तूयमानं परात्परम् ॥१५॥

ઋગાદિ ચાર વેદ અને શિક્ષા કલ્પાદિ વેદનાં અંગોના અર્થ સહિત યથાર્થ જ્ઞાતા, એવા નારદાદિ શ્રેષ્ઠ મુનિઓએ પ્રીતિપૂર્વક રસભરી સુંદર મધુર વાણીએ સ્તુતિ કરેલા, અને માયા આદિથી પર, અથવા ઉત્તમ હિરણ્યગર્ભાદિકથી પણ ઉત્કૃષ્ટ, એવા ગોપાલરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ૧૫.

य एवं चिन्तयेद्देवं भक्त्या संस्तौति मानवः
त्रिसन्ध्यं तस्य तुष्टोऽसौ ददाति वरमीप्सितम् ॥१६

ઉપરોક્ત પ્રકારે જે મનુષ્ય ગોપાલરૂપ શ્રીકૃષ્ણચંદ્ર દેવનું પ્રાતઃ મધ્યાહ્ન અને સાયં એ ત્રણે કાલમાં શ્રદ્ધા ભક્તિવડે સ્તવન-ભજન-સ્મરણ-કરે છે; તેને આ શ્રીકૃષ્ણ ભગવાન પ્રસન્ન થઇને મનોવાંછિત વરદાન આપે છે. ૧૬.

**राजवल्लभतामेति भवेत्सर्वजनप्रियः ।**
**अचलां श्रियमाप्नोति स वाग्मी जायते ध्रुवम् ॥१७॥**

આ સ્તોત્રનો નિરંતર પાઠ કરનાર મનુષ્ય રાજાઓની પ્રિયતાને પામે છે; તથા સર્વ જનોનો પ્રિય થાય છે. વળી તે અચળ લક્ષ્મીને પામે છે, અને નિશ્ચય વાક્ ચાતુર્યતાને પ્રાપ્ત થાય છે. ૧૭.

**इति श्रीनारदपञ्चरात्रे ज्ञानामृतसारे चतुर्थरात्रे-**
**श्रीगोपालस्तवराज स्तोत्रं सम्पूर्णम् ॥**



**गोपनीयमिदं रत्नं न प्रकाश्यं कदाचन ।**
**देयं शिष्याय शान्ताय विष्णुभक्तिरताय च ॥१॥**
**शठाय पापिने चैव लम्पटाय विशेषतः ।**
**न दातव्यं न दातव्यं न दातव्यमसूयवे ॥२॥**

આ "શ્રીકૃષ્ણ ભક્તિપંચરત્ન" જેમ બને તેમ ગુપ્ત રાખવાને યોગ્ય છે. કોઇ કાલમાં પણ જ્યાં ત્યાં પ્રકાશ કરવાને યોગ્ય નથી. ફક્ત શમ દમ શાંતિ આદિ દૈવી ગુણો યુક્ત પોતાના શિષ્યોને તેમ અધિકારી પુત્રોને તથા શ્રીભગવાનવિષ્ણુજીની ભક્તિમાં પ્રીતિવાળા ભક્તજનોને આપવાને યોગ્ય છે. ૧.

વિશેષે કરીને શઠ–ખળ પ્રપંચી, પાપી, અને પરસ્ત્રીલંપટ, તથા પારકા ગુણોમાં દોષ આરોપણ કરનારા દુર્જનોને તો કદીપણ આપવાને યોગ્ય નથીજ. (ત્રણ વખત ન दातव्यं પદ નિશ્ચયપૂર્વક અતિશય ઉપેક્ષા જણાવવાને અર્થે છે) ૨.

ૐ

# શ્રી રાધાકૃષ્ણની આરતી.

જય રાધા રમણા, પ્રભુ જય રાધા રમણા;
સુખ સંપત્તિ દાતા, (૨) દુઃખ સર્વે હર્તા—જય૦ ૧

સુરતરૂ કામધેનુ ચિન્તામણિ, જે કોઇ જન સેવે; પ્રભુ જે કોઇ૦
ત્રિવિધિ તાપ ન વ્યાપે, (૨) ઇચ્છા ફળ દેવે—જય૦ ૨

ગોવર્ધન તોળ્યો, ગોકુળને તારી; પ્રભુ ગોકુળને૦
ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો, (૨) જય જય ગિરિધારી—જય૦ ૩

દ્રૌપદીને વિધ વિધ ચીર, નવસો નવાણું: પ્રભુ નવસો૦
ભરી સભામાં પૂર્યા, (૨) એ સૌએ જાણ્યું—જય૦ ૪

રાધાકૃષ્ણની આરતી, જે કોઈ ગાશે; પ્રભુ જે કોઈ૦
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપત્તિ થાશે—
મનવાંછિત થાશે—જય૦ ૫

# हरिः ॐ

હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

